બિલકુલ કંટાળ્યા વિના કામ કરવાની જરૂર છે એવો રાનડેએ પોતાને માટે તો નિશ્ચય કરી રાખ્યો હતો. સને—હું ધારૂં છું કે—૧૮૯૧માં એમણે મને એક વચન કહેલું તે મારા સ્મરણમાં હજી ચોંટી રહ્યું છે. તે વર્ષે શોલાપુર અને બીજાપુર જીલ્લામાં ભારે દુકાળ પડ્યો હતો. આ જીલ્લાઓની સ્થિતિ સંબંધી સાર્વજનિક સભા જેનો હું સેક્રેટરી હતો, તેણે પુષ્કળ માહિતી ભેગી કરી હતી, અને તે સંબંધે યોગ્ય સમયમાં સરકારને અરજ રજુ કરવામાં આવી હતી. આ અરજ તૈયાર કરવામાં અમે પુષ્કળ શ્રમ લીધો હતો અને પુષ્કળ વિચાર કીધો હતો. પણ સરકારે તો એ લીટીનો જવાબ વાળ્યો, એટલુંજ કહીને કે તમે લખેલી હકીકત અમે ધ્યાનમાં લીધી છે. હું આ પત્ર વાંચી બહુ નિરાશ થયો, અને બીજે દિવસે સાંઝે રાનડે સાથે ફરવા જતાં મેં તેમને પૂછ્યું જ્યારે સરકાર 'અમે તમારા પત્રમાં લખેલી હકીકત ધ્યાનમાં લીધી છે' એટલુંજ લખવાની દરકાર કરે છે, ત્યારે આ બધો પરિશ્રમ ઉઠાવી આ અરજો ઘડીને કરવું છે શું ? એમણે કહ્યું: આપણા દેશના ઇતિહાસમાં આપણી સ્થિતિ શું છે તેની તમને ખબર નથી. આ અરજીઓ તો નામનીજ સરકારને મોકલવામાં આવે છે; ખરી રીતે તો તે લોકોનેજ મોકલવામાં આવે છે, એવા હેતુથી કે આવી બાબતમાં તેઓ વિચારતાં શીખે. આ કામતો કાંઇપણ ફળની આશા વિના અનેક વર્ષ કર્યાં કરવાનુંજ છે, કારણ આ જાતનાં રાજકાજ આ દેશમાં તો નવાંજ છે. અને વારૂ, સરકાર આપણે કહીએ તેટલું ધ્યાનમાં લે તે એ કાંઇક તો છેજ."

રાનડેનાં કામનુ બીજું ધ્યાનમાં રાખવા જેવું લક્ષણ એ હતું કે તેઓ ગમે તે કામ કરવાનું હોય તે કરવાને તૈયાર થઇ જતા. મંદિર બાંધવામાં, મુખ્ય શિલ્પીનુંજ કામ પોતાને સોંપવામાં આવે એવો તેમનો આગ્રહ ન હતો; ખાંધ પર ઈંટ અને પથ્થર વહેવાને પણ તેઓ રાજી હતા, અને તેમ કર્યે મંદિર બંધાયા વિના રહ્યું નહિ. લોકોપયોગી કામ કરવામાં, અંગત ન્હાનમ સાંખી લેવાથી જો સાર્વજનિક હિત સધાતું હોય તો તેમ કરવાને તેઓ તૈયાર હતા. સને ૧૮૮૫ માં હું પૂના ગયો ત્યાર પછી થોડાજ માસમાં આ વાતનો એક જાણવા જેવો દાખલો જોવામાં આવ્યો.

તે વર્ષે લૉર્ડ રિપનના ઉદાર કાયદા પ્રમાણે આપણા મ્યુનિસિપાલ બોર્ડોનું બંધારણ નવું રચાયું હતું. ચૂંટણીની પ્રથા પ્રથમ વારજ દાખલ થઈ હતી, અને પૂનામાં થયેલી ચૂંટણીમાં લોકોને અજબ રસ પડયો હતો. તે વર્ષ અગાઉ પૂનામાં મ્યુનિસિપાલીટીનું કામકાજ લગભગ સરકારીજ હતું, અને રાનડેની ખાસ ઇચ્છા હતી કે નવા બોર્ડમાં લોકનિયુકત સભાસદોને શહેરનો વહીવટ ચલાવવાની તક મળે. દુર્ભાગ્યે પૂનાના એક બીજા પ્રસિદ્ધ નાગરિક—સદ્ગત રા. કુણ્ટે—સરકાર પક્ષને મજબુત ટેકો આપવાને આગળ પડ્યા. રાનડે અને કુણ્ટે પ્રથમથીજ એક વર્ગમાં ભણતા હોઈ બાળપણથીજ ખાસ દોસ્ત હતા, પણ જૂની વ્યવસ્થાનો કુણ્ટેએ જે પક્ષ લીધો તેની વિરુદ્ધ રાનડેએ સખ્ત સપાટો લગાવ્યો, અને કુણ્ટે, જોસદાર બોલનારા હતા એટલે તેમણે લોક પક્ષની વિરુદ્ધ વૉર્ડ વૉર્ડમાં સભાઓ કરવાનું ઠરાવ્યું. થોડો વખત તો ખૂબ રસાકસી ચાલી; અને એવું જણાયું કે સરકાર કદાચ તે વેળા ચાલી રહેલા ઝગડાનો અનર્થ કરશે. આ કારણથી રાનડેએ કુણ્ટેની સાથે સમાધાન કરી લેવું યોગ્ય ધાર્યું અને તે હેતુથી, કુણ્ટે લગભગ દરેક સભામાં રાનડેની સામે ઘણીજ સખ્ત અંગત ટીકા કરતા એમ જણાયલું હતું છતાં તેમની એક સભામાં રાનડે ગયા. એ સભા રાસ્તે પેઠમાં મળી હતી. એક ખાનગી ઘરના ખંડમાં સૌ ભેગા થયા હતા; અમે સૌ ભોંય ઉપર બેઠા હતા અને કુણ્ટે ખંડને એક છેડેથી અમોને ભાષણ આપતા હતા; બારણું બીજે છેડે હતું. કુણ્ટે કેટલોક વાર બોલ્યા બાદ અચાનક બારણામાંથી રાનડેની મૂર્તિ આવતી જણાઇ. આવીને અમો સૌની માફક બારણા પાસે ભોંય ઉપર તેઓ પણ બેસી ગયા. કુણ્ટેએ તરતજ તેમના તરફ એટલે લગભગ સઘળા શ્રોતાઓ તરફ, પૂંઠ ફેરવી અને ભીંત તરફ જોઇને કેટલાક શબ્દ બોલી પોતાનું ભાષણ અચાનક બંધ કીધું. એઓ બેઠા પછી રાનડે પોતાની જગ્યાએથી ઉઠીને તેની પાસે બેઠા. સભા વિસર્જન થયા પછી, રાનડેએ કુણ્ટેને પોતાની ગાડીમાં બેસીને ફરવા આવવાની વિનંતિ કરી. પણ કુણ્ટે કરડાકીથી બોલ્યાઃ “મારે નથી આવવું તમારી ગાડીમાં”, અને પોતાની ગાડીમાં બેસી ગયા. પરંતુ

રાનડે ધીમે ધીમે તેમની પાછળ ગયા, અને "વારૂ, તમે મારી ગાડીમાં નહિ આવશો તો હું તમારી ગાડીમાં આવીશ" એમ કહીને તેઓ કુણ્ટેની ગાડીમાં બેસી ગયા. આ પછી તો કુણ્ટે રાનડેને કાઢી શકયા નહિ, અને બંને જણા લાંબે સુધી ફરવા ગયા અને પાછા આવતાં સુધીમાંજ સઘળી વાતનું સંતોષકારક નિરાકરણ થઈ ગયું. કુણ્ટેનો ક્રોધ શમ્યો અને લોકપક્ષ સામે તેમનો વિરોધ પણ બધો વાળી લેવામાં આવ્યો.

## એમની સાધુતા.

અત્યાર સુધીમાં હું રાનડેની સર્વગ્રાહી બુદ્ધિ, સમતાયુકત મન, સ્વદેશભક્તિ અને મહા કાર્યપરાયણતા વિષે કહી ગયો. હવે એકાદ શબ્દ હું એમના સ્વભાવની ઉદાત્તતા વિષે કહીશ—એમની સાધુતા વિષે કહીશ. એમની ભારે બુદ્ધિ શકિતના કરતાં એમની એ સાધુતાથી એઓ આખા દેશમાંના અનેકા અનેક બંધુઓનું ભકિતયુકત સન્માન અને અનુરાગ મેળવી શકયા હતા. લેશમાત્ર અત્યુકિત વિના હું કહી શકું છું કે જે યુવકવર્ગ એમના અંગત સમાગમમાં આવતો તેમને કોઇ પવિત્રાત્મા સમક્ષ આવ્યા જેવું લાગતું. અને તેઓ તેમના સંગમાં હોય તેટલીવાર કાંઈ અધમ ઉચ્ચારતા નહિ એટલુંજ નહિ, પણ અયોગ્ય વિચાર કરતાં પણ તેઓ ડરતા. મારા જન્મારામાં મારા ઉપર આવી અસર બીજા કોઇએ કીધી હોય તો તે માત્ર દાદાભાઇ નવરોજીએ. રાનડેના મોટા ગુણોમાં બહુ પ્રધાન ગુણ તેમની સંપૂર્ણ, અણિશુદ્ધ નિઃસ્વાર્થતા હતો. હું તમને કહી ગયો છું કે તેઓ અનેક ક્ષેત્રોમાં અનવરત કામ કરતા, છતાં તે માટે લવલેશ બુજની તેમણે કદી અપેક્ષા રાખી નથી, કદી તેમણે આ કે પેલા માટે મને લોકો સારો કહેશે કે નહિ એવો વિચાર કર્યો નથી. ખરેખર, પોતાનું કામ, રાજકીયજ નહિ, પણ હરેક પ્રકારનું કામ, કોઇની પાછળ રહીને કરવાથી તેમને જેટલો આનંદ લાગતો તેટલો કશાથી લાગતો નહિ. એમની મોટી કાળજી અધિક અધિક માણસોને દેશકાર્યમાં હોંસ લેતા અને જોડાતા કરવાની હતી. હું નથી માનતો કે કોઇએ રાનડેને 'મેં આ કીધું, મેં પેલું કીધું' એમ કદી કહેતા સાંભળ્યા હશે. પ્રથમ પુરુષ એક

વચન જાણે એમના શબ્દકોશમાંજ ન હતું. એઓ જીવ્યા ત્યાં સુધી જે નમ્રતાની એમણે તાલીમ લીધા કીધી છે તે વળી એમના એક બીજો મોટો ગુણ. સ્વભાવેજ તેઓ બહુ લાગણીવાળા હતા, કોઈપણ પ્રકારના કે રીતના અન્યાય વા નીચતાથી એમને બહુ લાગી આવતું પણ પોતાને તાલીમ આપવાના તેમના નિરંતર પ્રયાસથી અતિશય કસોટીના પ્રસંગે પણ તેઓ પોતાની શાંતિ જાળવી શકતા. જે કામ કર્યું છે તે ખરા દિલથી કર્યું છે એવા અંતરમાં વળેલા કરારને લીધે સામાન્ય રીતે એમનાં મનની સ્થિતિ શાંત આનંદ ભરી રહેતી એ ખરૂં. પણ જ્યારે કોઈ વસ્તુથી તેઓ બહુ નારાજ થતા, અથવા કોઈનાથી અસંતુષ્ટ થતા, કે બીજા કારણોથી તેમનું દિલ દુભાતું, ત્યારે પણ એમને સારી પેઠે ન ઓળખનાર કોઈ તે અંતર્વેદનાનું ચિન્હ એમના મુખ ઉપર વર્તી શકતા નહિ. અને કદી કોઈપણ જણે, એમના નિકટમાં નિકટ માણસે પણ, જેણે એમને અંગત હાનિ પહોંચાડી હોય તેની વિરુદ્ધ એક શબ્દ પણ ફરિયાદનો કાઢતા એમને સાંભળ્યા નથી. પોતાના ઉપર વર્તમાન પત્રોમાં કરવામાં આવતા સર્વે પ્રહારો કાળજીપૂર્વક પોતાને વાંચી સંભળાવવામાં આવે એવો તેઓનો આગ્રહ હતો. એક વા અન્ય પ્રકારે તેઓ લોકોની નજરમાં હરહમેશ આવ્યાજ કરતા, અને આથી કરીને પ્રતિદિવસ મિત્રભાવે કે અમિત્રભાવે તેમના વિચારો પુષ્કળ ટીકાના વિષય થતા. જે લેખોમાં એમની પ્રશંસાત્મક નોંધ લેવામાં આવતી તે એ હમેશાં પૂરી વાંચી જતા નહિ—હું આ જાણું છું, કારણ કેટલીકવાર મારે તેમને વર્તમાન પત્રો વાંચી સંભળાવવાં પડતાં હતાં, તેઓ જાતે તે ભાગ્યેજ વાંચતા, કારણ તેમની આંખ નબળી હતી. પણ સઘળી વિરુદ્ધ ટીકા તો તેઓ વંચાવી સાંભળવાને ચૂકતા નહિ. તેમાંથી કાંઈ વિચારનો પોતે સ્વીકાર કરી શકે એમ છે કે કેમ તે તે જાણવા માગતા. અને ગમે તે પ્રસંગે, જેટલું સાંભળતા તેમાં દુઃખ થાય એવા સિવાય બીજું કાંઈ ન હોય તોપણ, તે દુઃખથી તાલીમ મળે છે એટલી તેની કીંમત તો હતીજ. આ પ્રસંગે એક એમના બીજા મોટા ગુણનું નિવેદન કરીશ. એ ગુણ આશ્રિતને—ખાસ કરીને નિરાધાર અને સંતાપિતને—સાહાય્ય આપવાની એમની તત્પરતા. સઘળા, કોઇપણ જણ—રંકમાં રંકપણ—દહાડામાં

ગમે તે ઘડીએ તેમને મળવા જઈ શકતો. કોઇપણ જણને પોતાના પત્રનો તેમની પાસે ઉત્તર ન મળ્યો એવું કદી બન્યું નથી. સો કોઇને શાંતિથી તેઓ સાંભળતાં, પછી તેને પોતે મદદ કરી શકે કે નહિ તે વાત જૂદી. આતો, ખરેખર, એમનું એક ધર્મકૃત્ય હતું. સને ૧૮૯૭ ની અમરાવતીની કૉંગ્રેસમાંથી આ બાજુ અમે પાછા વળતા હતા ત્યારે એક રાતે અમારા ડબ્બામાં હું અને એઓજ માત્ર હતા. મશ્કે ચારેક વાગે ડબ્બામાં કંઇક ગાન સાંભળી હું જાગ્યો, અને જોઉં છું તો રાનડે બેસીને તુકારામના બે અભંગો વારંવાર ગાતા હતા, અને સાથે તાળીથી તાલ દેતા હતા. કંઠ કંઈ બહુ મધુર નહતો, પણ જે ઉમળકાથી એઓ ગાતા હતા તે એવો તો ભારે હતો કે મને રોમેરોમ અસર થઇ, અને મારાથી પણ બેસીને સાંભળ્યા વિના રહેવાયું નહિ. તે અભંગો આઃ

जे कां रंजले गांजले । त्यांसी ह्मणे जो आपुलें ।
तोचि साधु ओळखावा । देव तयेंचि जाणावा ॥
कारें मस्तक ठेंगणा । लागे संताच्या चरणा ।
जरि व्हावा तुज देव । तरि हा सुलभ उपाय ॥

"દુઃખે ટળવળતાં રઝળતાંને જે પોતાનાં માને છે તેને ખરો સાધુ સમજવો. તેમાંજ દેવનો વાસો છે એમ જાણવું. રાંક થઇને સંતોને ચરણે નમોઃ પ્રભુને મેળવવાનો આ સહેલો ઉપાય છે."

આ અભંગ હું બેઠો બેઠો સાંભળતો હતો ત્યારે એમાં રહેલો બોધ પોતાનાં જીવનમાં ઉતારવાનો કેવો ભારે પ્રયાસ રાનડેએ કર્યો હતો, તેમજ તેમાં જે જીવન સૂત્ર કથાતું હતું તે કેવું સરલ છતાં ગૌરવ યુક્ત હતું તેનો મને ખ્યાલ આવ્યા વિના ન રહ્યો! મારા પોતાના જીવનની એ એક ધન્ય ઘડી હતી. એ પ્રસંગ મારી સ્મૃતિમાંથી કદી ખસનાર નથી.

## એમનો જીવન સંદેશ.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, રાનડેમાં મને જે જે ખાસ લાગ્યુ છે તે વિષે બન્યું તેટલા સંક્ષિપ્ત રીતે મેં આપને કહ્યું. હું માનું છું, કે લગભગ ત્રીશ વર્ષ પર્યંત આપણા ઉચ્ચોચ્ચ વિચાર અને ઉચ્ચોચ્ચ મનો-

રથોના તેઓ પ્રતિનિધિ રૂપ હતા, અને તેમના જેવા બીજા આપણને મળતાં તો કંઇ કાળ વહી જશે. રાનડે નવા શતકના આરંભમાં વિદેહ થયા છે એમાં એ કાંઇક ભેદ રહેલો છે; જે શતક આપણે માટે આશા અને ઉત્તેજન ભર્યો શરૂ થાત તેણે આપણને ઉંડી ગમગીનિ અને ગ્લાનિમાં નિમગ્ન જોયાછે. તે શાંત, શ્રદ્ધાયુક્ત, આશાયુક્ત વાણી આજે કાળની નિઃસીમ નિઃશબ્દમાં વિલીન થઇ છે, જો કે આ ઘડીએ જ તેની આપણને બહુ મોટી ભૂખ હતી. આપણા કેટલાક અગ્રગણ્ય કાર્યકર્તાઓનાં મનમાં એક પ્રકારની નિરાશા જામવા માંડીછે. હાલની વિકટ ઘડીએ આપણી શ્રદ્ધાને ડગાવે અને આવી નિરાશા ઉત્પન્ન કરે એવું ઘણું એ છે એ હું સ્વીકારૂ છું. આપણા વચલા અને નીચલા વર્ગના લોકોની સ્થિતિ દેશના ઘણા ભાગોમાં ધીમે ધીમે પણ હરહમેશ અધિક અધિક નબળી થતી જાયછે. અને હાલ આપણે જે મહાયુદ્ધમાં મચેલા છીએ તેમાં અનેક દિશાએ આપણી હાનિ થતી ચાલી છે. પણ મને ખાતરી છે કે એ રડયું ખડયું વાદળું તો ચાલ્યું જનાર છે, અને ગમે તેમ હોય તોપણ જો આવી નિરાશાને અધીન થઇએ તો, રાનડેએ આપણે માટે જે કાર્ય કીધું છે અને આપણે માટે જે વારસો મૂકી ગયા છે તેને માટે આપણે આપણી અયોગ્યતા દાખવીએ છીએ. એઓનો દેહ પડયો ત્યારે આપણે એમને માટે કેટલું રોયા હતા તે તમોને ખબર છે. આ દેશમાં આટલો સાર્વત્રિક શોક અગાઉ કદી જોવામાં આવ્યો ન હતો. જાણે દેશના ઉપર શોકનું એક મહા મોજું ફરી વળ્યું હતું, અને સમસ્ત દેશમાં પ્રત્યેક જણ, ઉંચનીચ, રંક રાયને તેની સરખી અસર થઈ હતી. પણ માત્ર તેમનાથી પડેલી ખોટ માટે રડવામાંજ આપણી કૃતકૃત્યતા નથી. એમનો જીવન સંદેશ આપણે, અને ખાસ કરીને આપણા યુવાનોએ પવિત્ર અને બંધનકારક સમજવો જોઇએ. જે સિદ્ધાન્તો માટે એમણે એમની ઉમ્મર ગુજારી—સૌને માટે અધિક સમાનતા, અને મનુષ્ય તરીકે મનુષ્યના ગૌરવનો સ્વીકાર,—તે કોઇ કોઈવાર ગમે તેટલી નિરાશા કેમ નહિ થાય તોયે અંતે સફળ થયા વિના રહેનાર નથી. પણ તે સફળતા સત્વર આણવા માટે આપણે સૌ મથી શકીએ એમ છે. અને આમાંજ આપણી જીંદગીનું ખરૂં

ગૌરવ રહેલું છેઃ "માતૃભૂમિને માટે કર્મ અને આત્મ ભોગ." રાનડે આપણે માટે આ સંદેશ મૂકી ગયા છે. અને મિત્રો, આપણી માતૃભૂમિની વર્ત્તમાન સ્થિતિ ગમે તેવી હોય તોપણ તે આપણા ઉત્તમોત્તમ કર્મની અધિકારી છે, આપણા ઉચ્ચોચ્ચ આત્મભોગની અધિકારી છે. એકવાર, પ્રજાનાં જીવનમાં જે કાંઇ મોટું અને ઉમદા ગણાય તેની તે ભૂમિ હતી–ઉમદા ધર્મની, ઉમદા તત્ત્વદર્શનની, સાહિત્યની અને સર્વ પ્રકારની કલાની તે ભૂમિ હતી. આ મોટો વારસો આપણો છેઃ અને જો આપણે એટલું લક્ષમાં રાખીએ અને તેનાથી આપણા શિર ઉપર પડતી ભારે જવાબદારી લક્ષમાં રાખીએ, જો આપણે પોતાના આત્મા સાથે સાચા રહીએ, અને આપણા સદ્ગત ગુરુના ભાવથી એ ભૂમિને માટે જીવન વ્યતીત કરવાને અને કામ કરવાને તૈયાર થઇએ તો તેનું ભાવી તેના ભૂતને અણુછાજતું થશે એમ માનવાનું કશું કારણ નથી.

# મહાદેવ ગોવિંદ રાનડે.

## ૩.

[સને ૧૯૦૪ના જુલાઇની ૨૪મી ને વાર રવિએ માઇલાપોર (મદ્રાસ) માં રાનડે લાઇબ્રેરી અને સાઉથ ઈંડિયન એસોસિએશનનો પાયો નાંખવા માટે નામદાર ગોખલેને આમન્ત્રણ કરવામાં આવ્યું હતું. તેમ કરતાં, તેમણે નીચે પ્રમાણેના ઉદ્દગાર પ્રકટ કર્યા હતાઃ—]

અધ્યક્ષ સાહેબ અને સદ્‌ગૃહસ્થો, આ સ્મારકનો પાયો નાંખવાનું મને કહીને એ સ્મારકની યોજનાના પ્રણેતાઓએ મને જે મ્હોટું માન આપ્યું છે તે બદલ હું તેમનો ખરા દિલથી જેટલો આભાર માનું તેટલો ઓછો છે. આ કાર્ય કરવાનું મને સોંપવાની આપની ઇચ્છાની મને જ્યારે જાણ થઈ ત્યારે ખરે મને બહુ આશ્ચર્ય થયું: એટલા માટે કે મારા પોતા તરફની આપની મમતાને લીધે કેટલીક ચોક્કસ વ્યવહારની બાબતો પણ તમે વિસરી ગયા, અને સમાજમાં શ્રેષ્ઠ સ્થાને જેઓ વિરાજેલા હોય અથવા તો દેશની સેવા કરતાં જેમને પળીઆં આવ્યાં હોય તેવાઓ માટે ખરી રીતે જે કાર્ય સામાન્યતઃ ઠરેલું છે, તે કાર્ય લોક સેવામાં હજી બહુ થોડાં વર્ષ જોયાં છે એવા મને આપે સોંપ્યું. છતાં, હું તેમ કરવાનું માથા ઉપરથી કાઢી નાંખું તો તમારી સઘળી તજવીજ ખોળાઇ જાય, અને તમોને હું અગવડમાં નાંખું એવા ભયથીજ, જે કાર્ય માટે હું અયોગ્ય છું તે કાર્ય કરવા માટે, ન છૂટકે, હું અત્યારે તમારી સન્મુખ ઉભો છું.

સદ્‌ગૃહસ્થો, હું એક મરાઠો છું, અને આપણા દેશમાં ગુરુના ચરણ આગળ બેસી અભ્યાસ કરવાની જે બાર વર્ષની અવધિ ઠરેલી છે તેના કરતાં પણ અધિક કાળ રાનડેના ચરણ આગળ બેસવાનું મને સદ્દભાગ્ય પ્રાપ્ત થયું છે, એટલે સ્વાભાવિક રીતે મને તો બહુ આનંદ અને અભિમાન થાય છે કે એવા પ્રકારનું એક સ્મારક દક્ષિણ પ્રાંતમાં આવેલા આ રાજનગરમાં મારા ગુરુના માનમાં ઉભું થાય છે. મુંબઇ તરફ તો અમે એમને માટે સ્મારકો ઉભાં કરી રહ્યા છીએ. પ્રથમ

તો મુંબઇમાં એક એવી તજવીજ ચાલી રહી છે, ૨૦,૦૦૦ જેટલા રૂપીઆ ભેગા થઇ ચૂકયા છે, અને મારા સમજવા પ્રમાણે તેનો ઉપયોગ રાનડેની એક મૂર્તિ ઉભી કરવામાં થશે. વળી પૂનામાં એવી બીજી તજવીજ ચાલે છે. અને ત્યાં તો અમારૂં ફંડ લાખ રૂપીઆથી પણ વધી જશે એવી વકી છે, અને તેમાંથી આર્થિક પ્રશ્નોના અભ્યાસના ઉત્તેજન અર્થે, અને દેશની ઔદ્યોગિક વૃદ્ધિને અર્થે અમે એક ઈકોનોમિક ઇન્સ્ટિટ્યૂટ (અર્થશાસ્ત્રશાળા) સ્થાપવા માગીએ છીએ. ત્યાર પછી, અમદાવાદમાં બે વર્ષ ઉપર શરૂ થયેલી સંસાર સુધારા પરિષદ્ માટે ચાલી રહેલી હીલચાલ, જેનો હેતુ સંસાર સુધારા સંબંધી રાનડેનું કાર્ય ચાલુ રાખવાનો છે. આવી આવી રીતે રાનડે માટે અમારી ઉંડી અને અમર કૃતજ્ઞતા દર્શાવવા માટે અમારાથી જે કાંઇ જૂજજાજ થાય છે તેટલું અમે કરી રહ્યા છીએ. તેમનાં કાર્ય અને તેમના વિચારોના પ્રત્યક્ષ સંબંધમાં અમે આવ્યા છીએ, અને તેમની યાદી અમારી એક એમૂલી દોલત છે એવું બતાવી આપવાની અમારી ફરજ છે. પણ, સદ્ગૃહસ્થો, તમો મદ્રાસનિવાસીઓ પણ રાનડેનાં માનમાં સ્મારક ઉભું કરવાની જરૂર ધારો છો એ તો, મારે મને, એક ગંભીર મહત્ત્વની વાત છે; આપણા સમાજ સાગરની સપાટીએ તરવરતા નવા જુસ્સાની, હતાશ થયેલા આપણામાં આશા રૂપી જે નવું ચેતન પ્રગટયું છે તેની એ સાખ પૂરે છે. ત્યારે આજ તમો જે સ્મારક ઉભું કરો છો તેનું રહસ્ય શું છે? મને તો એથી એક સ્પષ્ટ વસ્તુ યથાર્થ થતિ લાગે છે કે રાનડે એક પ્રાંતના નહિ પણ અખિલ દેશના, એક જાતિ કે જ્ઞાતિના નહિ, પણ હિંદમાં નજરે પડતી સર્વે જાતિ, જ્ઞાતિ અને પંથના હતા. અને સમગ્ર દેશને તેમણે જે સેવા અર્પણ કરી છે તે, સ્થાન કે ભાષાના ભેદ વિના પ્રત્યેક જણ પ્રેમ અને ભક્તિથી અવલોકે છે. રાનડેને આ આદરભાવ શી રીતે મળ્યો, તેમનું કાર્ય તે એવું શી રીતનું હતું કે તેમના દેશબંધુઓ તેને આટલા ઉપકારથી સંભારે છે? હા, આપણે સૌ જાણીએ છીએ કે રાનડે એક પરમ શ્રેષ્ઠ, પરમ સજ્જન પુરુષ હતા, મહાનૂ વિચારક, પંડિત, કાર્યકર્તા, અને સાધુચરિત હતા. પણ એમને

આપણ દેશજનોનાં દિલમાં જેટલા નિકટ વસેલા જાણીએ છીએ, અને આ મહા સંમેલન જેની સાખ પૂરેછે, તે આટલા ગુણોનેજ લીધે બની શકત નહિ. માણુસ અધિકાંશે શ્રેષ્ઠ જીવન ગાળતો હોય, અને લોકોના હૈયામાં અધિકસ્થાન મેળવેલું હોય તોજ તેને મરણ પછી લોકો પૂજવાના. રાનડે પરમ શ્રેષ્ઠ, પરમ સજ્જન પુરુષ હોવા ઉપરાંત કંઇક વધુ હતા. વખતો વખત, જૂદા જૂદા દેશામાં અને જૂદે જૂદે સમે, આપણી દુર્બળ અને ભ્રમપાત્ર માનવજાતિના પગલાં ખરે પંથે પાડવા માટે દીપકની જ્યોત જેવા જણાતાં જનોમાંના તેઓ એક હતા. જીવનનું એક લક્ષ્ય તેમણે નક્કી કર્યું હતું, તેમણે આપણને એક નવો પાઠ ભણાવ્યો, આપણા વિચારમાં નવું જોમ પૂર્યું, અને આપણા હૈયામાં આશાના અંકુર ઉગાડ્યા. આ લક્ષ્ય એ હતું કે કૃપાળુ પરમાત્માના કરવાથી જે નવીન પરિસ્થિતિ ઉત્પન્ન થઇ છે તેનું રહસ્ય આપણને સમજાવવું, તેનો અર્થ સમજાવવો, તેનાથી મળતા કાર્ય કરવાના જોગો જણાવવા, તેનાથી આપણા શિરપર પડતી જવાબદારીઓ જણાવવી, અને જે પુરુષાર્થ આપણે કરવાનો છે તેટલો પુરુષાર્થ આપણે કરીએ તો શા શા શુભ ફળ આવે તે સમજાવવું; અને તેમના વિચારો તેમણે આપણને સંદેશ રૂપે જણાવ્યા તે માટે તેમની યોગ્યતા કંઇ કમી ન હતી. પ્રબળ જબરદસ્ત બુદ્ધિ શકિત, સ્વદેશ પ્રેમથી ઉભરાતું હૈયું, ખરા દિલનો નીડર જુસ્સો, કામ કરવાની નિઃસીમ શકિત, અખૂટ ધૈર્ય, અને કોઇ પણ કારણે ન ડગે એવી પ્રભુની ઇચ્છામાં નમ્ર શ્રદ્ધા—આવી સામગ્રીથી સજ્જ થયેલો પુરુષ પોતાના દેશજનોના વિચાર, આશા, અને મનોરથો, ઘડવાનું કામ માથે લેવાને યોગ્ય છે. અને રાનડેએ પાંત્રીશ વર્ષ સુધી એક ક્ષેત્રમાં નહી, પણ માનવ પ્રવૃત્તિના પ્રત્યેક ક્ષેત્રમાં કામ કર્યું,—હૃદયમાં એવી નિરંતર ભાવનાથી કે મારો દેશ જગતના બીજા દેશોમાં યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે, મારા દેશ બંધુઓ અને દેશ ભગિનીઓ, ઉદાત્ત આશયોથી પ્રેરાઇ, મોટાં રાષ્ટ્રીય કાર્યો હાથમાં લઈ, ખરાં પુરુષાર્થી બને. મને લાગે છે કે આપણા કાળના કોઇપણ પુરુષને આપણા કર્તવ્યનું, અને જે પરિસ્થિતિમાં તે કર્તવ્ય કરવાનું છે તે પરિસ્થિતિનું,

રાનડેના કરતાં વધારે સચોટ અને સંપૂર્ણ ભાન ન હતું. એક પુરાતન પ્રજા બીજી પ્રજાના સંબંધમાં આવી હતી; આ બીજી પ્રજા વધારે બળવાન, અને કદાચ કંઇક વધારે જડ સંસ્કૃતિ લઇને આવી હતી, અને જો તેના ઓઘના સપાટામાં છેક ડૂબી જતા કે તણાઇ જતા આપણે બચવું હોય તો આપણા ઉપર જે નવીન સંજોગો અસર કરી રહ્યા હતા તેમાં જે કાંઇ ઉદાત્ત અને બળપ્રદ હોય તે લેવાની, અને આપણી પોતાની પદ્ધતિમાં જે કાંઇ રૂડું અને ઉન્નત હોય તે સાચવી રાખવાની આપણી ફરજ હતી. હું માનું છું કે પોતાના દેશના ગતકાળ માટે રાનડે કરતાં બીજા કોઇને વધારે પ્રેમ કે ભક્તિભાવ ન હશે. એકવાર એમણે કહ્યું હતું તેમ, "આપણે ગતકાળથી ગમે તેટલા છૂટી જવા ચહાતા હોઇએ તોપણ છૂટી શકીએ એમ નથી, આપણે છૂટી શકીએ એમ હોઇએ તોપણ આપણે છૂટા ન થવું જોઈએ." પણ માત્ર ગતકાળમાંજ વીંટળાઈ રહેવામાં તેમણે સંતોષ માન્યો ન હતો. તેમને તો, દેશનું વર્તમાન અને ભાવી, ભૂતના કરતાં વધારે ભારે અગત્યનાં હતાં; અને જ્યારે ભૂતનો અભ્યાસ, એક ધોરણે ચાલતી પ્રગતિના ઇતિહાસથી ફલિત થતા નિયમોથી મૂકાતી મર્યાદાઓની આપણને યાદ આપીને, અને આપણા ચારિત્ર અને ઉન્નતિમાં બાકી રહી ગયલી ન્યૂનતાઓ તરફ આપણું લક્ષ ખેંચીને, આપણા મથનમાં આપણને મજબૂત બનાવે છે, ત્યારે જીવનની ખરી ખૂબી તો જેટલે દરજ્જે વર્તમાનનાં કર્તવ્યો બજાવાય અને ભાવી માટે ભૂમિકા તૈયાર થાય તેમાંજ રહેલી છે, એવું તેઓ માનતા. આજ વૃત્તિથી તેઓ સતત વાંચતા, સતત મનન કરતા, સતત અવલોકન કરતા, અને પોતાના દેશબંધુઓને જે વ્યાવહારિક પ્રશ્નોમાં ગૂંથાયલા જોતા તે પ્રશ્નોનું નિરાકરણ કરવામાં તેઓ પોતાના અભ્યાસ અને અવલોકનથી નીપજતા સિદ્ધાન્તોનો સતત ઉપયોગ કરતા. અને એજ વૃત્તિથી કામ કરનાર કોઈ તેમને જ્યારે મળી જતું ત્યારે તેમનું હૈયું હરખે ભરાતું. આવો માણસ જ્યાં હોય ત્યાં તેને તેઓ અચૂક વર્તી લેતા, તેને પોતાના સમાગમમાં આણતા, તેને માટે ખુલ્લા હોય તેવા દરેક માર્ગમાં તેને ઉત્તેજન આપતા, અને ત્યાર પછી કદી પણ તે માણસ તેમની નજરમાંથી

ખસતો નહિ. આજ કારણથી દેશના સર્વ ભાગોમાંના કામ કરનારાઓ પ્રકાશ અને માર્ગદર્શન માટે, વિજયમાં પ્રશંસા માટે અને નિષ્ફળતામાં આશ્વાસન માટે, તેમના તરફ વળતા, અને તેમના વિચારો અને આશાની અસર પ્રસરાવવાના, બલ્કે, અનેક કેન્દ્રો બની રહેતા. આ સૌ સાથે વળી તેમની મૂર્તિ પણ બહુ આકર્શક હતી, અને આકર્ષક મૂર્તિ વિના કોઈપણ જણ માનવોનો મહા નેતા કે ગુરુ થઈ શકતો નથી. જે કોઇ તેમની સાથે ગમે તે રીતે પણ સમાગમમાં આવતું તેના ઉપર તેમના આત્માનો પ્રભાવ અને મહત્તા અસર કરતાં, તેમની સમક્ષ ઉભા રહી માણસો અયોગ્ય વિચારો કરતાં બ્હીતા, અને કોઈ પાવક, પ્રેમમય, સેવામય, વાતાવરણમાં તેઓ છે એવું તેઓને લાગતું—તેઓ કોઇ ઉંચી કોટિના આત્માની સમક્ષ ઉભા છે એમ તેઓને લાગતું. ગૃહસ્થો, આવા પુરુષોને પ્રભુ આ જગત્‌માં પોતાના કલ્યાણકારક હેતુ પાર પાડવાને નિમિત્ત રૂપે પસંદ કરે છે, અને જ્યારે તેઓ આ જગત્ તજી જાય ત્યારે તેમનાથી પડતી ખોટનું કોઇ માપ કાઢી શકતું નથી. અને આથીજ, જ્યારે રાનડે ત્રણથી વધુ વર્ષ ઉપર વદાય થયા ત્યારે આપણામાંના ઘણાકને લાગ્યું હતું કે આપણા જીવન ઉપર અચાનક અંધકાર પડ્યો હતો. દેશ ઉપર જાણે શોકનું એક મહા મોજું ફરી વળ્યું હતું, અને ઉંચ કે નીચ, રાય કે રંક, દરેક નાત જાતના લોકો દરેક પ્રાંતના લોકોએ ભેગામળી મનુષ્યને વિકળ કરે એવું ભારે દુઃખ અનુભવ્યું હતું, અને દેશ ગત આત્માને કેટલો બધો ઋણી છે તે પ્રકટ કરવા માટે તથા આપણે માટે કામ કરવામાં જેમણે જીવન ગાળ્યું હતું તેને આપણે છેક અયોગ્ય નથી એમ દર્શાવવા માટે ભિન્ન ભિન્ન સ્થળોમાં સ્મારકો ઉભાં કરવાની હીલચાલ થઇ હતી.

સદ્‌ગૃહસ્થો, મદ્રાસનું સ્મારક વાચનાલયના રૂપમાં થાય છે તેથી મને બહુ આનંદ થાવ છે. તેમનું સ્મરણ કાયમ રાખવા માટે વધારે યોગ્ય રીત તમે ભાગ્યેજ પસંદ કરી શકયા હોત. રાનડેનો સમય, મારી જાણમાંના આપણા કાળના બીજા કોઈ માણસ કરતાં વધારે, પુસ્તકોના સમાગમમાંજ જતો; એટલું તો નિશ્ચિત છે કે પોતાના વાચનનો એમના

જેટલો લાભ કોઇએ મેળવ્યો નથી, અથવા પોતાનાં વાચનનું પરિણામ વ્યવહારમાં એમના જેટલું ઉપયોગમાં લીધું નથી. અને જે વિષયો સંબંધી વાચન માટે આ પુસ્તકાલય ખાસ સુગમતા પુરી પાડવાને યોજાયલું છે તે વિષયોના અભ્યાસમાં નિમગ્ન થયેલા યુવકોને જોઇને તેમને જેટલો સંતોષ થતો કે તેમનામાં આશા જન્મ પામતી તેટલું બીજા કાંઇથી થતું ન હતું. હું જોઉં છું કે તમારૂં વાચનાલય, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, ઉદ્યોગ અને વિજ્ઞાન એ પાંચ ક્ષેત્રોમાં અભ્યાસનાં ઉત્તેજનને અર્થે સ્થપાયલા '**સાઉથ ઈન્ડિઅન ઍસોસિએશન**'ના અંગે ઉઘડવાનું છે. આમાંના નિદાન ત્રણ વિષયોમાં તો રાનડે અતિ નિપુણ હતા, અને તે ત્રણ વિષયો તરફ આપણા યુવકોએ વળવાની જરૂર છે. ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક વિષયોના અભ્યાસમાં આપણા શિક્ષિત વર્ગનો મ્હોટો ભાગ કાંઈ ખાસ જાણવા જેવી સફળતા મેળવી શકે એવો સંભવ નથી. એવી સફળતા માટે તો અમુક વિષયનું ખાસ ઉંચા પ્રકારનું જ્ઞાન જોઇએ, અને આવું ખાસ જ્ઞાન જૂજ જણજ મેળવી શકે. મારી ખાસ આશા છે કે આ ઍસોસિએશન ધમધોકાર ચાલવા માંડશે એટલે તેનાં પરિણામે કેટલાક એવા યુવકો ઉત્પન્ન થશે કે જેઓ આ વિષયો પોતાનો જીંદગીભરના અભ્યાસ માટે પસંદ કરશે. પરંતુ આપણા યુવકોના મ્હોટા ભાગને પોતાના તો બાકીના ત્રણ વિષયો, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, અને રાજકાજ તરફજ મોહ રહેવાનો, અને રહેવોજ જોઇએ. હું જોઉંછું કે તમારા અભ્યાસ વિષયોમાંથી તમે સાહિત્ય, ધર્મ, અને તત્ત્વાભ્યાસને બાતલ કીધાં છે, અને હું માનુંછું કે તેમ કરવાનું કાંઈ પ્રયોજન તો હશે. તમે આ વિષયોના અભ્યાસની કીંમત ઓછી આંકો છો એવો તો આનો અર્થ ન થાય–એમ નજ હોવું જોઇએ. પણ તમારા મત પ્રમાણે તમે જે અભ્યાસ માટે સાધન પૂરાં પાડવા ધારો છો તે અભ્યાસ તરફ હાલ લોકોનું અત્યંત દુર્લક્ષ છે તેથી તેને ખાસ ઉત્તેજન મળવું જોઇએ. ગૃહસ્થો, આ વખતમાં સામાન્ય જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનાર જનને જે જે મુશ્કેલીઓ નડે છે તે આપણે સ્પષ્ટ રીતે કબુલ કરવી જોઇએ. કોઇ પણ વિષય ઉપરનું સાહિત્ય

જગત્‌માં એટલું બધું બહાર પડયું જાય છે, અને ભંડાર એટલો ભરાતો જાય છે કે અગાઉ એકવાર શકય હતું તેમ, આજ સર્વ પ્રકારનું જ્ઞાન સંપાદન કરવાની ઉમેદ રાખવી વ્યર્થ છે. આપણે સૌએ આજ તો અવશ્યંભાવીને નમવાનું છે, અને ગમે તે એક વિષય પસંદ કરી લેવાનો છે, અને તે પસંદ કરીને તેનાજ અભ્યાસમાં મચી રહેવાનું છે. અને હું ધારૂં છું કે આપણા યુવકોને ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજ્યશાસ્ત્રના કરતાં વધારે ઉપયોગી અભ્યાસની ભાગ્યેજ તમે ભલામણ કરી શકશો. આ વિષયોમાં પણ તેઓમાંનો ઘણાક તો નિપુણતા મેળવવાની ભાગ્યેજ આશા રાખી શકશે, પણ તેઓ સામાન્ય માહિતી સારી રીતે મેળવી શકશે, અને દેશની વર્તમાન સ્થિતિમાં તો તે માહિતીનીજ ખાસ અગત્ય છે, કારણ તેથી કરીને તેઓ, જે કામ કરવાનું છે તેનું સ્વરૂપ સમજતા, અને જે મર્યાદામાં તે કામ કરવાનું છે તે સમજતા સારા નાગરિકો થવાની લાયકાત મેળવી શકશે. આ ત્રણ વિષયોના કાળજી પૂર્વક અભ્યાસથી આપણી વિવેક બુદ્ધિમાં સમતા આવશે, આપણી સહાનુભૂતિની મર્યાદા વિસ્તૃત થશે, જીવનની સમીક્ષા વધારે ઝીણવટથી આપણે કરી શકીશું, અને આપણે જે તપશ્ચર્યામાંથી પસાર થઇએ છીએ તેનો વધારે સારો ઉપયોગ કરવાની આપણામાં શકિત આવશે, અને આ વિષયોનો ઉત્તમ અભ્યાસ કરેલો હશે એવા માણસોનો એક વર્ગ જો ઉત્પન્ન થઈ શકશે તો લોકજીવન પણ સહજે ઉંચી કોટિએ ચઢશે, કારણ વિવેકથી તુલના કરવાની તેમની શકિતની તેમના નેતાઓ ઉપર અસર થયા વિના રહેનાર નથી. ગૃહસ્થો, આપણા શિક્ષિત વર્ગ સામે એક ખરી ફરિયાદ એ છે કે, કૉલેજ છોડી કે તરતજ તેઓનો અભ્યાસ બંધ થાય છે, અને કૉલેજમાં મળેલું શિક્ષણ માત્ર પાયા રૂપ થવાને બદલે ઘણા ખરાઓ તેને આખી ઇમારત સમજી બેસે છે. આ બાબતમાં તો હું માનું છું કે આપણે યુરોપીઅનોની વધારે નકલ કરવી જોઇએ, જેઓને પોતાના નિભાવ માટે, પોતાના ધંધાને અંગે કરવાનું કરી લઈ, સામાન્ય રીતે એક અથવા અન્ય પ્રકારના કાંઇ બીજા અભ્યાસનાં રૂપમાં જીંદગીનો એક બીજો વ્યવસાય લાગેલો હોય છે. આવા બીજા વ્યવસાયથી માણસનું જીવન, માત્ર ઉદર નિમિત્તેજ કરવાના ધંધામાં

જેમની શક્તિ રોકાયલી હોય છે તેમનું જીવન જેવું જકડાયલું અને સંકડાયલું રહે, તેવું થઈ જતું અનેકવાર અટકે છે. મને આશા છે કે આ વાચનાલય આપણા યુવકોમાંના ઘણાઓને જીવનનો બીજો વ્યવસાય પૂરો પાડશે, અને મને શ્રદ્ધા છે કે અહીં આવતા યુવાનો તેમના ઉપર રહેલી જવાબદારી સમજશે. જો માત્ર તમે એક વાચનાલય એટલે એક પુસ્તકોવાળાં મકાનથીજ સંતોષ પામવાના હો તો તે વાચનાલય રાનડેનું સ્મારક ન કહેવાય. એક રીતે તો રાનડેને કોઈ સ્મારક જોઇતું ન હતું. માણસે કરેલું કાર્ય અને તેના જીવનનો પ્રભાવ એજ તેને માટે ઉત્તમોત્તમ સ્મારક કહેવાય. પણ આજ જે સ્મારક સ્થાપવામાં આવે છે તે આપણા પોતાના શિક્ષણ અને લાભને અર્થે છે. રાનડેએ પોતે જે કામ કર્યું અને જે કામ ચાલુ રખાવવાની તેમની ઇચ્છા હતી તે કામ ઉપાડી લેવાને આપણે અધિક અધિક યોગ્ય થતા જઇએ તે માટે ઉપયોગમાં લેવી જોઇતી અનુકૂળતાઓ એ સ્મારક આપણને કરી આપેછે. અહીં જ્યારે જ્યારે તમે આવો ત્યારે સ્મરણમાં રાખજો કે એક મહાન્ ગુરુ તમને જોઇ રહ્યા છે, જોકે તેઓનું સ્થૂળ શરીર હવે રહ્યું નથી. આ ભાવનાથીજ આ પુસ્તકાલય તમને જે અનુકૂળતા કરી આપે છે તેનો બની શકે તેટલો લાભ લેવાને તમે પ્રેરાઓ. જેટલો લાભ તમે લેશો તેટલે અંશે તમે રાનડેનું ખરૂં સ્મારક કર્યું કહેવાશે. ગૃહસ્થો, આ સંસ્થા સર્વ રીતે સફળ થાઓ.

# સર ફિરોઝશાહ મહેતા.

## ૧.

[ બેલગામમાં તા. ૪ થી એપ્રિલ સને ૧૮૯૫ ને દિને મળેલી પ્રાંતિક પરિષદ્‌માં એક ઠરાવ આ પ્રમાણે કરવામાં આવ્યો હતોઃ—"આ પરિષદ્ નામદાર ફિરોઝશાહ મહેતાએ વડી ધારાસભામાં ઘણો શ્રમ વેઠી દેશને માટે જે ભારે ચતુરાઈભરી સેવા બજાવી છે તેની ઘણીજ તારીફ સાથે નોંધ લે છે, અને અધ્યક્ષને સત્તા આપે છે કે તેમણે આવો મત દર્શાવનારૂં એક માનપત્ર પરિષદ્ તરફથી ઘડીને નામદાર ફિરોઝશાહ મહેતાને પૂછીને તેઓને અનુકૂળ હોય તેવે સ્થળે અને વખતે તેમને એનાયત કરવું."

ઉપર પ્રમાણેનો ઠરાવ રજુ કરતાં પ્રોફેસર ગોખલેએ નીચેનું ભાષણ કર્યું હતું. ]

અધ્યક્ષ સાહેબ અને સદ્‌ગૃહસ્થો, જે ઠરાવ આપના સ્વીકાર માટે રજુ કરવાનું મને પ્રાપ્ત થયું છે તે રજુ કરવામાં હું આનંદજ નહિ પણ મારૂં સદ્‌ભાગ્ય સમજું છું, અને મને ખાતરી છે કે જ્યારે તે અધ્યક્ષ સાહેબ તરફથી તમોને વાંચી સમજાવવામાં આવશે ત્યારે તમો તેને એક અવાજે હર્ષથી પસાર કરશો. સદ્‌ગૃહસ્થો, મિ. મહેતાની તેજસ્વી શક્તિ, અને લગભગ પચીશ વર્ષનાં લોક જીવન દરમ્યાન આપણા પ્રાન્તનેજ નહિ પણ સમસ્ત દેશને માટે તેમણે જે મહાસેવા બજાવી છે તે હવે એટલી બધી સુપ્રસિદ્ધ છે કે તેમનું નામ ખરેખરી રીતે આપણાં ઘરઘરમાં સંભળાતું નામ થઈ પડયું છે. મિ. મહેતાની બુદ્ધિની સર્વગ્રાહિતા અને પ્રભાવ, તેમની વિશાલ સંસ્કૃતિ, અને મર્યાદા અને વિવેક સાથે ભળેલી તેમની નીડર સ્વતંત્રતાને લીધે તેમને આ પ્રાન્તનાં લોકજીવનમાં અગ્રગણ્ય નેતાનું સ્થાન અને મુંબઇના લોક જીવનમાં અપ્રતિમ પ્રતિષ્ઠા ભર્યું સ્થાન પ્રાપ્ત થયું છે. સદ્‌ગૃસ્થો, જ્યારે કોઈ આવું પ્રમુખ સ્થાન પ્રાપ્ત કરે ત્યારે તો વારંવાર તેને જનસમૂહના તુલના પ્રદીપના પ્રખર તેજમાં આવવું પડે એ નિઃશંસય છે. અને તુલનાઓથી મહેતા જેટલો અન્યાય ભાગ્યેજ કોઇને

થયો હશે. જનો અને વસ્તુઓના સૂક્ષ્મ અવલોકનકાર મ્હારા એક મુંબઈના મિત્રે તેલંગ મહેતા અને રાનડે વિષે બોલતાં એકવાર કહ્યું હતું કે સરલ માધુર્ય અને સંસ્કૃતતામાં તેલંગને કોઈ ન પહોંચે, પ્રભાવ અને પ્રતાપમાં મહેતાને કોઈ ન પહોંચે, અને પ્રૌઢતા અને કલ્પકતામાં રાનડેની તોલે કોઈ ન આવે. ગૃહસ્થો, આ વચનમાં ઘણું સત્ય છે એમ તમે સૌ સ્વીકારશો. પણ સાથે સાથે કહેવું જોઈએ કે કેટલાક માણસોના ધારવા પ્રમાણે મહેતાની ખાસ ખુબીઓ બુદ્ધિનો પ્રભાવ અને પ્રતાપ ભલે હોય, પણ તેથી તેમનામાં બીજી ખુબીઓ બહુ ઓછી છે એમ નહિ કહી શકાય. મને તો હમેશ એમ લાગ્યું છે કે મહેતામાં ઘણે અંશે સદ્‌ગત મંડલિકનું સ્વાતંત્ર્ય અને ચારિત્રબળ, તેલંગનું સરલ માધુર્ય અને સંસ્કૃતતા, અને રાનડેની કલ્પકતા અને અગાધ ગ્રહણશકિત એ સૌનો સરસ યોગ જામ્યો છે. અને આ જે ખુબીઓ સદા એમનામાં ઝળકયા કરે છે, તે વડી ધારાસભાની ગઈ બેઠક વખતે મહેતાએ આપણે માટે કામ ઉઠાવ્યું હતું તે દરમ્યાન કંઈક ઓર રીતે ઝળકી નીકળી હતી ગૃહસ્થો, એ બેઠક વેળા મહેતાએ બજાવેલી સેવા વિગતવાર કહી બતાવવાની હું જરૂર જોતો નથી. કારણ પ્રથમ તો, તેનાં સ્મરણ હજી આપણને તાજાંજ છે, અને બીજું એ કે પેલે દિવસે મુંબઈમાં એક જાહેર સભામાં એક પછી એક વકતાએ તે સારી રીતે કહી સંભળાવી છે. છતાં હું એટલું કહીશ કે ધારાસભાની તે ચર્ચા વખતે મિ. મહેતાએ બતાવી આપ્યુ હતું કે પોતાના એંગ્લો–ઈંડિઅન વિરોધીઓમાંના અતિ બળીઆથી પણ પોતે ગાજ્યા જાય એમ નથી તથા તેમના દરેકના દાવ પેચને પહોંચી વળી શકે છે. એ ચર્ચા જેમણે વાંચી છે તેઓ કબુલ કરશે કે મહેતાની ચર્ચામાં હમેશાં વાદી તરીકે અદ્‌ભુત શકિત અને કુશલતા પ્રકટ થઈ છે, અને બજેટ ઉપરનું તેમનું ભાષણ તો સિદ્ધાન્તની સમજ અને હકીકત ઉપર કાબુ માટે પણ તેમની કીર્તિ વધારે એવું હતું. સરકાર તરફથી એક પછી એક સભ્યો મહેતાને મ્હાત કરવા માટે ખડા થયે ગયા. સર ચાર્લ્સ ઈલિયટ, સર ઍન્ટની મેકડૉનલ, અને સર જેમ્સ વેસ્ટલેન્ડ દરેકે એક પછી એક મહેતા ઉપર સપાટો ચલાવ્યો, જો કે તેમ થવાથી,

સરકારના મત પ્રમાણે પણ **મહેતા**નો પક્ષ કેટલો મજબુત હતો તેજ ફલિત થતું હતું. **મહેતા**ને દાબી દેવાને સર જેમ્સ વેસ્ટલેન્ડે કીધેલો સપાટો ઉછળીને પાછો તેમના ઉપરજ આવ્યો. સિવિલ સર્વિસ (સનદી નોકરી) ની ખામીઓ વિષે **મહેતા**ની જોરદાર ટીકા સાંભળી તેમનો મિજાજ ગયો, **મહેતા** હવે ધારાસભાની ચર્ચામાં નવુંજ સ્વરૂપ દાખલ કરે છે, એવી કડવી ફરિયાદ કરી, અને અંતે નીચ જુઠાણું બોલ્યાનો **મહેતા** ઉપર આરોપ મૂકયો. પણ જ્યારે બંનેનાં ભાષણો પ્રસિદ્ધ થયાં ત્યારે લોકો નીચ જુઠાણું કોણ બોલ્યું હતું તે નક્કી કરી શકયા. એ પ્રસંગે જે અદ્‌ભુત શાંતિથી **મહેતા** વર્ત્યા હતા તેની કલકત્તાના 'સ્ટેટ્‌સમૅન' પત્રના મુખે પણ સ્તુતિ થઇ હતી. મેં આપને કહ્યું છે તેમ ઠેઠ સુધી જે કારણો **મહેતા**ના વિરોધીઓ પોતાના પક્ષમાં રજુ કરતા તેજ કારણો વડે **મહેતા** તેમને પૂરા પડી શકયા હતા, અને એક મદ્રાસના પત્રના ખબર પત્રીએ સુંદર રીતે કહ્યું હતું તેમ, **મહેતા**એ દલીલની સામે દલીલ વાળી હતી, ફિટ્‌કાર સામે ફિટ્‌કાર વાળ્યો હતો, મજાક સામે મજાક વાળી હતી અને ઠઠ્ઠા સામે ઠઠ્ઠો કર્યો હતો. ગૃહસ્થો, આપણા પ્રતિનિધિને આવો યશ મળ્યો છે એ વાત આપણે અભિમાન લેવા જેવી છે. આપણે અભિમાન લેવા જેવું છે કે આપણા કલકત્તાના મિત્રોએ પણ એમની સેવા એવી અપૂર્વ ધારી કે પોતાની કૃતજ્ઞતા દર્શાવવા માટે, તેમણે વ્યોમેશ ચંદ્ર બૉનરજીની આગેવાની નીચે, **મહેતા**ને જાહેર અભિનંદ આપ્યું—જો કે તેમનો પોતાનો પ્રતિનિધિ પણ ધારાસભામાં તો હતોજ. આપણામાંથી જેઓ **મહેતા**ને ઓળખે છે તેઓને ખબર છે કે આ બધા અભિનન્દનોની ઝાઝી પરવા રાખવી **મહેતા**ને પાલવે એમ નથી. આપણને ખબર છે કે એમને જે સેવા બજાવવી છે તે સેવાનું ફળ તે સેવા સિવાય બીજું હોઇ શકેજ નહિ પણ આપણે પણ આપણી ફરજ અદા કરવાની છે, અને તે ફરજ આપણે આપણા પ્રમુખ સાહેબને, આ ઠરાવમાં સૂચવેલી રીતે મિ. **મહેતા** પ્રતિ આપણી કૃતજ્ઞતા દર્શાવવાનો અધિકાર આપ્યાથીજ ઉત્તમ રીતે અદા થશે.

# સર ફિરોઝશાહ મહેતા.

## ૨.

[ ૧૯૦૭ ના આરંભમાં મુંબઇના એકાઉન્ટન્ટ જનરલ મિ. હૅરિસન અને બીજાઓએ, મ્યુનિસિપલ કોરપોરેશનમાં જે. પી. ઓ તરફથી સર ફિરોઝશાહ મહેતા ન ચૂંટાય તેટલા માટે એક કોકસ (કપટચક્ર) રચ્યું હતું. કોરપોરેશનની ચૂંટણી નિષ્પક્ષ અને ન્યાય્ય નથી એવી મતલબની અરજ ધારાસભાના કેટલાક સભ્યોએ મુંબઇ સરકારને કરી હતી; પરંતુ સરકારે તેમને તોછડાઈ ભર્યા ટૂંકાટચ્ચ જવાબથી વચ્ચે પડવાની ના પાડી હતી. લોકોના આશ્ચર્ય અને ક્રોધનો આથી પાર રહ્યો ન હતો, અને તે દર્શાવવાને ૭ મી એપ્રીલ ને રવિવારે માધવબાગમાં એક મ્હોટી સભા બોલાવવામાં આવી. નામદાર ગોખલે એ પ્રસંગે પ્રમુખ સ્થાને હતા. તેઓ સભાના કામનો આરંભ કરતાં નીચે પ્રમાણે બોલ્યા હતાઃ— ]

સન્નારીઓ અને ગૃહસ્થો, અનેક રીતે આ સભા સુપ્રસિદ્ધ થઇ જનારી છે; આવી સભામાં પ્રમુખસ્થાન લેવાનું આમંત્રણ કરી આપે મને જે ઘણું મોટું માન આપ્યું છે તે માટે હું આપનો બહુ આભારી છું. આજે અત્રે હું શા માટે આવ્યો છું અને આજનાં કાર્યમાં કાંઇક આગળ પડતો ભાગ હું શા માટે લઉં છું તે વિષે મારે આરંભમાંજ થોડો ખુલાસો કરવો જોઇએ. હું કાંઈ આ શહેરનો કર ભરનારો નથી, તેમજ જે. પી. પણ નથી; અને મારૂં હમેશનું રહેવાનું સ્થાન મુંબઇ નહિ પણ પૂના છે. જે બાબત બન્યાથી આ આખું શહેર આજકાલ ખળભળી ઉઠ્યું છે, અને આપણે હજારો માણસો અહીં ભેગા થયા છીએ તેની સાથે જો માત્ર મુંબઈ શહેરનેજ લેવા દેવા હોત, એટલે કે એથી અહીંનાજ લોકોના હિતને અસર થવાની હોત, અને એનાથી ઉપસ્થિત થતા પ્રશ્નો માત્ર અહીંનાજ સંબંધમાં ઉઠવાના હોત, તો આ શહેરના મારા મિત્રોએ પોતાનો વિરોધ દર્શાવવામાં ભળવાની મને આજ્ઞા કરી નહિ હોત, તેમજ મને પણ આ સભામાં ભાગ લેવા આવવાનો કદી વિચાર થાત નહિ. પરંતુ

ગૃહસ્થો, હવે તો દરેક જણે માન્યા વિના ચાલે એમ નથી કે આ બાબત અમુક દશામાં કદાચ માત્ર સ્થાનિક અગત્યની ભલે હોય—જો કે મને તો તે બાબત બહુ શંકા છે—તો પણ આજ તો તે એવી દશાએ પહોંચી છે અને તેમાંથી એવા તો મહત્ત્વના અને દૂર-ગામી પ્રશ્નો ઉપસ્થિત થયા છે કે તે માત્ર આ શહેરનાજ જનોને નહિ, પણ આખા પ્રાંતના, બલ્કે આખા દેશના જનોને લગતી બાબત થઇ પડી છે. હવે પ્રશ્ન એ નથી કે જે. પી. ઓ તરફથી નવા કોરપોરેશનમાં કોણ આવશે, પણ એ છે કે રાજ્યવહીવટની હાલની પ્રથાના યોગે અંગ્રેજ અમલદારો સ્વાભાવિક રીતે આ દેશમાં જે જબરદસ્ત સત્તા ચલાવી રહ્યા છે, તે સત્તા શું સાર્વ-જનિક ચૂંટણીઓની નિરંકુશતાને દાબી નાંખવા માટે, અને અત્યાર સુધીમાં જે સ્વલ્પ પ્રમાણમાં સ્થાનિક સ્વરાજ્ય લોકોને આપવામાં આવ્યું છે તેટલું પણ ઓછું કરવા માટે વાપરવામાં આવશે, અને સરકારી હોદ્દા અને સત્તાનો આવો દુરુપયોગ દાબી દેવાને બદલે સરકાર જાહેર રીતે શું તેને અનુમતિ આપશે? ગયા અકટોબરમાં નામદાર વાઇસરોયે આ દેશના લોકોને કહ્યું હતું કે તેમના અભિપ્રાય પ્રમાણે, મ્યુનિસિપલ અને લોકલ બોર્ડનો વહીવટ એ સ્થાનિક સ્વરાજ્યના પ્રથમ પગથીઆં છે, અને ઉપલાં પગથીઆં ઉપર પહોંચ્યા પહેલાં એ પ્રથમ પગથીઆં આપણે પૂરાં ઓળંગવાં જોઇએ. આજે જ્યારે અતિશય મહત્ત્વના પ્રશ્નો–દેશમાં સ્થાનિક સ્વરાજ્યનાં સ્વરૂપ અને વૃદ્ધિ સાથે સંબંધ ધરાવતા પ્રશ્નો,–લોકોનાં ચિત્તમાં ઘોળાઈ રહ્યા છે, અને લોકોના અધિકાર ઉપર થયેલા ઉચ્છૃંખલ અને અન્યાય્ય અત્યાચાર સામે વિરોધ દર્શાવવો રહ્યો છે; આવે સમયે આપણામાંના જેઓને સ્થાનિક સ્વરાજનું હિત હૈયે છે, અને જેઓ આપણા દેશના રાજ્ય વહીવટમાં વધારે ભાગ મેળવવાના સમયની રાહ જોઇ રહ્યા છે તેઓને નચિંત બેસી રહેવું પાલવે એમ નથી. આથીજ દેશમાં સ્થાનિક સ્વરાજ્યની દિનપ્રતિદિન પ્રગતિમાં હિત ધરાવનાર તરીકે આજે હું અહીં બોલવા ઉભો છું, અને આ સભાનું પ્રમુખપદ લેવાનું કહી આપે મને જે માન આપ્યું છે તે માટે હું આપનો ઉપકાર માનું છું.

ગૃહસ્થો, મને શંકા નથી કે જુદાજુદા ઠરાવો ઉપર બોલનારા ભાઇઓ આ દુઃખદ પ્રસંગની અગત્યની બાબતો ઉપર તો વિસ્તારથી વિવેચન કરશે, એટલે આપની રજા લઇ, હું બેસી જાઉં તે પહેલાં હું તો કેટલુંક સામાન્ય વિવેચન કરીશ. આ પ્રસંગની બાબતો તો ચોખ્ખી અને ચટ છે. ગયે વર્ષે મુંબઇના એકાઉન્ટન્ટ જનરલ, અને હિન્દી સિવિલ સર્વિસના એક અગ્રગણ્ય સભ્ય, મિ. હેરિસને એક પ્રયુક્તિ રચી અને પોતે તેના નાયક થયા, અને પોલિસ કમિશનર અને મુંબઇના કલેકટરને પણ તેમાં સાગ્રીતો બનાવ્યા. આ પ્રયુક્તિનો સ્પષ્ટ અને સ્વીકૃત હેતુ જે. પી. ઓની ચૂંટણીમાં સોળ ઉત્તમોત્તમ ઉમેદવારોનેજ આવવા દેવા એવો ન હતો–કારણ તેમ જો હોત તો તો જુદી વાત હતી–પણ મુખ્ય હેતુ સર ફિરોઝશાહ મહેતાને ન આવવા દેવા એ હતો. કોરપોરેશનમાં સમૂળા ચૂંટાવા ન દેવા એવો તો નહિજ, કારણ જ્યાં સુધી આપણા લોક જીવનમાં મારા મિત્ર રા. દાક્ષિત જેવા છે ત્યાં સુધી તો તે બનવુંજ અશક્ય છે–પણ જે. પી. ઓના પ્રતિનિધિઓમાં ન આવવા દેવા એ હેતુ હતો; બીજો હેતુ એ હતો કે સર ફિરોઝશાહને કાઢવામાં જેઓ સામેલ ન થાય તેવાને પણ કાઢવા. સર ફિરોઝશાહને બહાર કાઢવામાં આવે અને તેમને કાઢવામાં ખરા સામેલ ન થનારાઓને કાઢવામાં આવે તો પછી કોરપોરેશનમાં કોણ ચૂંટાયું તેની કાંઇ કોકસને ઝાઝી પરવા ન હતી. અને આને લીધે, અગાઉ જે વૃદ્ધ અને અનુભવી કાઉન્સિલરો સર ફિરોઝશાહના પક્ષમાં નહિ પણ વિરુદ્ધજ ઘણા ખરા મોરચા બાંધીને ઉભેલા જણાતા તેઓની પણ કોકસ વિરુદ્ધ પડયું, માત્ર એટલાજ કારણથી કે તેઓ મ્યુનિસિપાલીટીમાં સર ફિરોઝશાહે જે ભવ્ય કામ કરી બતાવ્યું છે તે ભૂલી જઇને પેલી પ્રયુક્તિમાં ભેગા ન થઇ શકયા! ગૃહસ્થો, આવી ખસુસ અમુક વ્યક્તિઓની વિરુદ્ધ મ્હોટા મ્હોટા સરકારી અમલદારોથી પ્રયોજાયલી પ્રયુક્તિ કાંઇ ન્હાની સૂની બાબત નથી. એના પ્રયોજકોએ એના બચાવમાં શાં શાં કારણો રજુ કર્યાં છે તે શોધવાનો મેં બહુ પ્રયત્ન કર્યો છે, અને મને જણાયું છે કે કોકસનો પ્રપંચ વાજબી છે એમ બતાવવાને માત્ર બે કારણો રજુ કરવામાં આવ્યાં છે; એક તો એ કે કોરપોરેશનમાં સર

ફિરોઝશાહનોજ ડંકો વાગી રહ્યો છે, અને બીજું એ કે તેમણે પોતાની આવી સર્વોપરિ સ્થિતિનો હમેશાં શહેરના શ્રેયમાંજ ઉપયોગ કર્યો નથી. વારૂ, મારા ધારવા પ્રમાણે પ્રથમ કારણમાં તો કાંઇ એવું નથી કે જેથી તેને બહુ મહત્ત્વ આપવું ઘટે. સર ફિરોશાહ મહેતા જેવા મહા અલૌકિક શક્તિવાળા માણસ તે શક્તિઓ પોતાના શહેરની સેવામાં લગભગ ૪૦ વર્ષ સુધી વાપરે તો તેને કોઇ પણ કોરપોરેશનમાં અને કોઇ પણ દેશમાં અપ્રતિમ સર્વોપરિપણું પ્રાપ્ત થાય તેમાં કાંઈ સંદેહ નથી. આટલી લાંબી સેવા જેણે આપી છે એવા માણસ પોતાના બંધુઓના મોખરે વિરાજે, એ તો તદ્દન સ્વાભાવિક છે, અને તે બાબત ફરિયાદ કરનારાઓ માનુષ સ્વભાવના ખુદ અંતરનાં તત્ત્વો સામે વિરોધ ધરે છે. આવી રીતનું સર્વોપરિપદ એમણે પ્રાપ્ત કર્યું છે તેથી માત્ર એટલુંજ સૂચવાય છે કે જેમની સેવામાં એમણે પોતાનું જીવન અર્પણ કર્યું છે તેઓ તે માટે એમના પ્રતિ ઉંડી કૃતજ્ઞતા ધરાવે છે, તથા તેની સાથે સાથે, પોતાના નાયકના ડહાપણ અને વિવેક બુદ્ધિમાં ઉંડો વિશ્વાસ ધરાવે છે. મુંબઇના કોરપોરેશનમાં સર ફિરોઝશાહ જે સ્થિતિ ભોગવે છે તેવી સ્થિતિનો જોટો હિન્દુસ્તાનમાં મળે એમ નથી, પણ બર્મિંગહામમાં મિ. ચેમ્બરલેનની જેવી હાક વાગે છે તેના જેવી લગભગ એમની સ્થિતિ કહી શકાય, કે કદાચ વ્હીગ અંગ્રેજોમાં લૉર્ડ પામર્સ્ટનની, અને ત્યાર પછી લીબરલ પક્ષમાં મહાન્ ગ્લેડસ્ટનની જે સ્થિતિ હતી તેવી કહી શકાય. હવે બીજું કારણ લઇશું. જો એમાં કાંઇ જીવ હોત તો તેની ઉપર જરા વધારે વિચાર કરવો યોગ્ય હતો. પણ આ બાબત સર ફિરોઝશાહ વિરુદ્ધ શા શા આરોપો છે? મારા સમજવા પ્રમાણે તો એ આરોપો માત્ર બે છે–એક એકે જ્યારે લૉર્ડ કર્ઝન વાઇસરોય તરીકે હિન્દમાં બીજીવાર આવ્યા ત્યારે કોરપોરેશન તરફથી તેમને આવકારપત્ર આપવાની બાબતમાં સર ફિરોઝશાહે કૉંગ્રેસ ખટપટ દાખલ કરી; અને બીજો એ કે કોરપોરેશને ‘સ્ટાંડર્ડ ટાઇમ’ સ્વીકાર્યો હતો છતાંયે પાછો ‘બૉંબે ટાઇમ’ તેમણે તેની પાસે સ્વીકારાવ્યો. હવે આ બે બાબતમાં કોકસ પક્ષના જે કહે છે તે સઘળું દલીલની ખાતર સ્વીકારી લઇએ તો પણ સર ફિરોઝશાહને ખાતે સળંગ આડત્રીશ વર્ષ

સુધીનું જે મ્યુનિસિપલ કામ જમા થયું છે તેની સરખામણીમાં આવા જૂજજાજ મતભેદો તે શા હિસાબમાં છે ? પણ ખરી રીતે તો આ બે બાબતમાં સર ફિરોઝશાહનાં કાર્યને મુંબઇના નાગરિકોના ઘણા મ્હોટા ભાગનું અનુમોદન અને અનુમતિ મળી છે. લૉર્ડ કર્ઝનને આવકાર પત્ર આપવાના સંબંધમાં, તે વખતે જે કાંઇ કડવાશ ઉત્પન્ન થઇ હતી તેને માટે સર ફિરોઝશાહ જવાબદાર ન હતા, પણ જેઓએ ખાસ રાજ પ્રકરણી હેતુથી કોરપોરેશનને માથે આ પ્રશ્ન નાંખ્યો હતો તેઓ જવાબદાર હતા. લૉર્ડ કર્ઝનની પ્રથમ કારકીર્દી માટે બહુજ પરસ્પર વિરુદ્ધ મતો દર્શાવવામાં આવતા હતા એ તો સૌ કોઇ સારી રીતે જાણે છે. વાઇસરોયના હોદ્દામાં ચાલુ રહેવાને બદલે તેઓ એકવાર હોદ્દો છોડી ગયા, અને તેમની ફરીથી નીમણુક કરવામાં આવી, એ તો માત્ર શિરસ્તો જાળવવાની ખાતર. તેમની વિરુદ્ધ જે તીવ્ર લાગણી ઉત્પન્ન થઇ હતી, તે જોતાં તો તેમને નવું આવકાર પત્ર આપવાની યોજના કદી રજુ થવી જોઇતી ન હતી. છતાં પણ જ્યારે તે રજુ કરવામાં આવીજ, ત્યારે તો બીજી વારની કારકીર્દી દરમ્યાન પહેલી વારનીના કરતાં પણ વધારે ખરાબી થશે એવો જેમને ભય હતો તેમને તે યોજનાને વિરુદ્ધ થયેજ છુટકો હતો. એ કાંઇ માત્ર એક શિષ્ટાચારની ખાતર જ્યારે કોઇ પણ નવો વાઇસિરોય હિન્દમાં આવે ત્યારે કોરપોરેશન તેને જે આવકાર આપે છે તેટલામાંજ પતે એમ ન હતું. દરેક પ્રસંગે આમા પક્ષની સાથે બને તેટલી પતાવટ કરી લેવાની આતુરતાવાળા આપણામાં માત્ર એક સર ફિરોજશાહ જ છે; તેમણે તો આ બાબતમાં લાગલાજ યોજનાની વિરુદ્ધ નહિ પડતાં તેમની સાથે સામાન્ય રીતે કામ કરનારાઓ જેટલી પતાવટ કરવાને તૈયાર હતા તેના કરતાં પણ વિશેષ પતાવટ કરવાની આતુરતા દર્શાવી, અને આખરે એ આવકાર પત્રનો ખરડો તૈયાર કરવાને નીમાયલી કમિટી ઉપર પણ એમણે કામ કીધું. સ્ટાંડર્ડ ટાઈમ અને બૉમ્બે ટાઇમના સંબંધમાં પણ જો ચેંબર ઓફ કૉમર્સ અને પોર્ટ ટ્રસ્ટ સરકારનાં દબાણથી પોતાના ઠરાવો બદલી શક્યા તો લોકોની લાગણીને માન આપીને કોરપોરેશને પોતાનો ઠરાવ ફેરવ્યો તેમાં તેણે શો મ્હોટો ગુન્હો કર્યો ? પચીશ વર્ષ ઉપર સર જેમ્સ

ફર્ગ્યુસનની સરકારે એક વર્ષની તકરાર પછી જેમ કબુલ કર્યું હતું તેમ, આ બાબત એવી છે કે તેમાં મુંબઇના લોકોની ઇચ્છાને માન મળવુંજ જોઇએ. અને ગયે વર્ષે આજ બાબત જ્યાં એક મોટી સભા થઇ હતી ત્યાંજ માધવબાગમાં ઉભા રહી બોલતાં, મારે કહેવાની જરૂર નથી કે આ બાબતમાં સર ફિરોઝશાહનું વર્તન આ મ્હોટા શહેરના પુષ્કળ લોકોની ઇચ્છા અને લાગણીને અનુકૂળ હતું. અહીં આ સ્થળે યાદ આણવા જેવું છે કે ડૉ. કાત્રક જેઓ ગયા કોરપોરેશનમાં સ્ટાંડર્ડ ટાઇમના હિમાયતી હતા તેમની સ્ટાંડર્ડ ટાઇમ માટે બજાવેલી સેવા છતાં, કોકસે તેમનું સાંભળ્યું એ ન હતું. કારણ માત્ર એટલુંજ કે જે. પી.઼ઓ તરફથી ફિરોઝશાહને કાઢી મુકાવવામાં તેઓ સામેલ ન થયા. પણ ગૃહસ્થો, એમ કહેવામાં આવ્યું છે કે આ બાબતમાં ભાગ લેનારા ત્રણ અમલદારો તો માત્ર ખાનગી માણસ તરીકે કામ કરતા હતા, અને ફિરોઝશાહની સાથે તેમનું વર્તન તેઓ ઈંગ્લંડમાં કોઈપણ લોક નાયક પ્રતિ જેવું વર્તત આદરે તેવુંજ હતું. આમ બોલવું તો, ખરેખર એટલુંજ ચોખ્ખું બેવકુફી ભરેલું છે કે તેની ઉપર બહુ થૂંક ઉરાડવાની જરૂર નથી. આ દલીલ કરનારાઓને હું પૂછું છું કે મ્યુનિસિપલ વહીવટની અથવા શહેરનાં હિતની બાબતોમાં મિ. હેરિસન તથા તેનું કોકસ અને સર ફિરોઝશાહ તથા તેમની સાથે કામ કરનારાઓ વચ્ચે સિદ્ધાન્તનો એવો કયો ભેદ છે, કે જેવો ભેદ ઈંગ્લંડમાં લિબરલો અને કૉન્ઝર્વેટિવોને જૂદા પાડે છે? આ બાબતમાં ચોખ્ખી તો એક વાત એ દીસે છે કે કોકસ પ્રયુક્તિના પ્રણેતાઓ પોતાના કાર્યમાં સર ફિરોઝશાહ સામે અંગત વૈરભાવથી પ્રેરાયલા છે. કદાચ એમ હોય ખરૂં કે સિવિલ સર્વિસના અમલદારો મુખ્યતઃ હિંદીઓથી બનેલી સભાઓમાં પોતાનું ઝાઝું ન ચાલે અને બિન સરકારી હિંદીઓ પોતાને મોખરે વિરાજે એ ખમી શકે નહિ, કારણ આપખુદી અધિકારીઓના બગીચામાં તેઓને ઝાંખા પાડતા લોકનિયુક્ત સભ્યો રૂપ તાડોને સ્થાન નથી. પણ જો એમ હોય તો આ લોકો માટે યોગ્ય માર્ગ તો માત્ર એ જ છે કે તેઓએ આવાં મંડળોમાં પોતાના સરકારી દરજ્જાનો દાબ વાપરવાને બદલે અને ધુરંધર વ્યક્તિઓના વગના મૂળમાં છેદ મુકવા

માટે અયોગ્ય ચક્રો રચવાને બદલે તે મંડળોમાંથી ખસી જવું જોઇએ. જ્યારે મિ. હેરિસને સર ફિરોઝશાહને તેમના અનેક વર્ષો થયાં પ્રાપ્ત કરેલાં સ્થાનથી ભ્રષ્ટ કરવા માટે પોતાની પ્રયુક્તિ રચી ત્યારે હું નથી માનતો કે, તેમણે સ્હેજ પણ વિચાર કર્યો હોય કે સર ફિરોઝશાહના જેવી શક્તિ અને અનુભવવાળા માણસને મુંબઇના કોરપોરેશનમાં કામ કરવા જેટલો જે કાંઇ જૂજ અવકાશ હતો તે તેમની પાસેથી છીનવી લેવો એ ઠીક કહેવાય ખરૂં. આપણને વારંવાર કહેવામાં આવ્યું છે કે આપણા મ્યુનિસિપલ અને લોકલ (સ્થાનિક) મંડળો સ્વરાજ્યની કળા શીખવાની શાળા રૂપ છે. ખરેખર, ત્યારે, પોતાના કરતાં લેશ માત્ર કમી નહિ એવી શક્તિ અને ચારિત્રવાળા હિંદીઓને આવાં નહાનાં ક્ષેત્રોમાં કામ કરવાની જે કાંઇક સગવડ મળી છે તેથી હિંદી સિવિલીઅનોએ પોતાનાં મુખ કટાણાં કરવાની જરૂર નથી. મિ. હેરિસને જ્યારે કોરપોરેશનનાં નાયકત્વ માટે સર ફિરોઝશાહ સાથે બરોબરીમાં ઉતરવાનો વિચાર કર્યો ત્યારે, તેમણે પોતાનાં મનમાં પ્રશ્ન કર્યો હશે ખરો કે, સર ફિરોઝશાહે પોતાની મશહૂર અને લાંબી કારકીર્દીમાં જે મહા સેવાઓ બજાવી છે તેના અમુક અંશ જેટલી પણ સેવા તેઓએ પોતે અથવા તેમના કોકસના કોઇપણ માણસે અથવા તેઓએ સૌએ મળીને, કોરપોરેશનની બજાવી છે? પરંતુ મારી આ બાબતમાં વધુ ઉતરવાની ઇચ્છા નથી. મિ. હેરિસને અને પેલા બીજા બે અમલદારોએ ખાનગી વ્યક્તિ તરીકે આ બાબતમાં ભાગ લીધો છે એ દલીલમાં, મારા મત પ્રમાણે, લગારે માલ નથી. જે. પી.ઓ ઘડવા અને ભાંગવાની સત્તા ધરાવનારા અમલદારો, પોતાની સત્તાથી બીજા જે. પી.ઓની ચૂંટણીની નિરંકુશતાની આડે આવ્યા સિવાય, બહુ ઉકળતી પક્ષાપક્ષીવાળી ચૂંટણીમાં શી રીતે ભાગ લઈ શકે?

કોઈ જીલ્લાના માજીસ્ટ્રેટ અને પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મ્યુનિસિપલ અથવા ડિસ્ટ્રિક્ટ બોર્ડની ચૂંટણી પોતાનાં મનની ધારી કરાવવા માટે કોકસ બનાવે, અને પછી ઠંડી રીતે કહે કે એ તો બધું 'અમે અમારી ખાનગી રીતે કર્યું હતું,' તે કોને ગળે ઉતરશે? આખો પ્રશ્ન એવો અગત્યનો છે, અને સ્થાનિક સ્વરાજ્યની ભાવી ગતિ તેની સાથે એટલી બધી સંકળાયલી

છે કે, મને વિશ્વાસ છે કે તમે તેને તમારૂં ખરેખરૂં લક્ષ આપશો, અને જ્યાં સુધી તમામ સરકારી નોકરોને (કોકસ જેવાં) ચક્રો બનાવતા અટકાવવામાં આવશે એટલુંજ નહિ, પણ મત આપનારા લોક મંડળોથી ચૂંટાવાને પણ ખાસ ઠરાવ કરીને નાલાયક ઠરાવવામાં આવશે નહિ, ત્યાં સુધી આ બાબતમાં આપણે વિરમશું નહિ.

હવે મારે માત્ર એક જ બાબત કહેવાની રહે છે. ગૃહસ્થો, મને કહ્યા વિના ચાલતું નથી–અને ખેદ સાથે કહેવું પડે છે–કે મુંબઈ સરકારને પણ, અત્યાર સુધી જોતાં તો, આ બાબતમાં છેક છાંટા લાગ્યા વિના રહ્યા નથી. નેલસનની માફક આંધળી આંખ ઉપર ચશ્મું ચઢાવી સરકાર કહેશે કે 'શું થતું હતું તેની તો અમને ખબર નથી' તે ચાલશે નહિ. કોકસની પ્રપંચલીલાથી જે અતિશય લાગણી ઉશ્કેરાઇ છે, અને દરેક વિચારના હિંદી વર્તમાનપત્રો દિન પ્રતિદિન જે અદ્ભુત અને અપ્રતિમ એક વાક્યથી એ બાબતને ચર્ચી રહ્યાં છે, તે ઉપરથી સરકારને, પોતાના અમલદારોને સત્યાનાશ પૂરેપૂરૂં વળી રહે તે પહેલાં તાબડતોબ રૂખસદ આપવાની ફરજ જણાવી જોઇતી હતી. છતાં પણ કોકસના ઉન્મત્ત ઉત્સાહને ધીમો પાડવા માટે કાંઇ પણ કરવામાં આવ્યું નહિ; અને ચૂંટણીના દિવસે જણાઇ આવ્યું કે સરકારના ન્હાના મ્હોટા સઘળા અમલદારો—માત્ર એક વડા અમલદાર સિવાયના સઘળા અમલદારો—કોકસનાજ પક્ષમાં મત આપવા માટે અને કોકસની બીજી અનેક રીતે સેવા બજાવવા કમર કસી ચૂંટણીની જગાએ હાજર રહ્યા હતા; જ્યારે ધારાસભાના ત્રણ વધારાના સભ્યોએ મુંબઇ સરકારને લોક લાગણીની શું સ્થિતિ છે તે લખી જણાવ્યું અને પોતે જાહેર કરેલી હકીકતનો પુરાવો રજુ કરવાની કબુલાત આપી તે બાબતમાં તપાસ ચલાવવા માટે વિનંતિ કરી, ત્યારે તેમને એક ખાસો ટૂંકો ને ટચ્ચ જવાબ મોકલવામાં આવ્યો; જાણે એમ કહેવા માટે કે તેઓએ લખેલી અરજી અયોગ્ય છે, અને સરકારના અમલદારો કોકસમાંહેલા પોતાના અમલદાર ભાઇઓ વિરુદ્ધ ફરિયાદ સાંભળશે એવી આશા રાખવી નહિ! વળી સાથે સાથે એક અદ્ભુત દલીલ એવી પણ રજુ કરવામાં આવી કે સાર્વજનિક ચૂંટણીઓમાં સંબંધ

ધરાવવા સંબંધે સરકારી અમલદારો ઉપર જે સુયોગ્ય પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે તે તો માત્ર ધારાસભાની ચૂંટણીને લાગુ પડે છે, મ્યુનિસિપલ ચૂંટણીને નહિ. ચૂંટણી થઈ ગયા પછી મુંબઇમાં સ્થળે સ્થળે લોકોના ખીજવાટનું જે જબરૂં તોફાન ફેલાયું તે વિચારમાં લઇને, સરકારે પછીથી જે બન્યું તેમાં કેવળ નિષ્પક્ષ વર્તન રાખ્યું હોત તો ઠીક હતું. પણ નવા કોરપોરેશનમાં સુલેમાન અબ્દુલ વાહેદની સરકાર તરફથી નીમણુંક થઇ છે તેથી શું જણાય છે? આ ગૃહસ્થને કોકસે જબરદસ્તીથી પોતામાં સામેલ કર્યો હતો, એને પોતાને તો ઉમેદવાર તરીકે બહાર પડવાની ઇચ્છાએ ન હતી, ન્યાયમંદિરે એને નાલાયક ઠરાવેલો હતો, છતાં તેને સરકારે લાગલોજ પોતાના નીમેલા સભાસદોમાં સામેલ કરી દીધો. આ દુઃખદ બાબતમાં સરકાનું વલણ કોકસ તરફ છે એવી જે દુઃખમય લાગણી લોકોના મનમાં પેદા થઇ હતી, તેને દૃઢીભૂત કરવા માટે સરકાર આના કરતાં બીજું વધારે કઠણ પગલું ભાગ્યેજ લઇ શકી હોત. ગૃહસ્થો, આ બાબતમાં મુંબઈ સરકારનું વલણ હવે સંપૂર્ણ રીતે સમજાઈ ચૂક્યું છે, અને તેની પાસે વધુ દાદ મેળવવાની આશા રાખવી વ્યર્થ છે, એમ મારૂં માનવું છે. આપણે હવે હિંદુસ્થાન સરકાર તરફ પહોંચીએ છીએ, અને આપણે આશા રાખીએ છીએ કે તે સરકાર આ બાબતમાં ન્યાયની દૃષ્ટિને વધારે માન આપી, અને સાર્વજનિક ચૂંટણીની નિરંકુશતા, સ્વચ્છતા અને સ્વાધીનતા જાળવવાના પોતાનાં કર્તવ્યનું વધુ ભાન રાખી, એનો નિર્ણય કરશે. કદાચ ત્યાં પણ, અગાઉ બન્યું છે તેમ, યોગ્ય વસ્તુ બનવામાં અથવા તો અયોગ્યને બદલે યોગ્ય થવાના માર્ગમાં સરકારની ઇજ્જતનો વિચાર આડે આવવાનો ભય છે. પણ અગાઉથીજ અનિષ્ટની આગાહી કરવાનું પ્રયોજન નથી. બનનાર બન્યુંજ જવાનું, આપણે તો માત્ર આપણી બુદ્ધિ અને સંધિ પ્રમાણે આપણાથી બને તેટલું કરી છુટવાનું છે.

# વ્યોમેશ ચંદ્ર બૅનરજી.

[ વ્યોમેશ ચંદ્ર બૅનરજીનાં મરણુ માટે શોક દર્શાવવાને તા. ૨૧ મી જુલાઇ ૧૯૦૬ને દિને લંડનમાં મળેલી સ્મારકસભામાં નામદાર ગોખલેએ આપેલું ભાષણુ. ]

અધ્યક્ષ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, કૃતાન્ત કાળે આપણામાંથી આપણા યશસ્વી બંધુ વ્યોમેશ ચંદ્ર બૅનરજીને ઉપાડી લીધા છે તેથી થતો શોક જાહેરમાં જણાવવાને આજ આપણે અહીં મળ્યા છીએ. આ આપત્તિ આપણા ઉપર છેક અણુધારી આવી પડી છે એમ નથી એ ખરૂં. ઘણા વખત થયાં સૌને ખબર હતી કે બૅનરજીની તબીઅત તદ્દન લથળી ગઇ છે, અને તે સુધરવાની બીલકુલ આશા નથી, તેમજ તેવી રુગ્ન દશા લાંબો કાળ લંબાયા કરે તો માત્ર તેમનું કષ્ટ લંબાયા કરશે. પણ હવે બનનાર બની ચૂકયું છે; અને આપણા મહાન્ અને શ્રદ્ધાસ્પદ નેતા, જેમને પગલે ચાલવામાં જેટલો આનંદ મળતો તેટલોજ જેમનાં તરફ પ્રીતિ રાખવામાં મળતો, તેઓ, આપણને છોડી ગયા છે, એમ હવે માનેજ છૂટકો છે. આવે સમયે ચિત્ત એવું તો સ્તબ્ધ અને વિહ્‌વળ બને છે કે જાણે મહા કૃતાન્તે, ચોરની જેમ છૂપા છૂપા આવી, આપણા ઉપર અચિંતો સપાટો મારી આપણા મિત્રને આપણી પાસેથી ઝૂંટવી લીધા ન હોય ! સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, બૅનરજી એવા પુરુષ હતા કે જેમના મૃત્યુથી જગત્‌માં કોઇપણ કાળે અને કોઇપણ સ્થળે માનવ જાતિને ખોટ પડે. હિંદને તો, તેના અર્વાચીન સંક્રાન્તિકાળમાં, ચારે બાજુએ જ્યારે કઠિન અને કૂટ પ્રશ્નો ઘુરકી રહ્યા છે ત્યારે, તેમનું પ્રયાણુ એ એક અતિભારે રાષ્ટ્રીય આફત છે, અને આપણને ગયલી ખોટ પૂરી પડે એમ નથી એમ આપણે બોલીએ ત્યારે કશી અત્યુક્તિનો આશ્રય લેતા નથી. આજ આપણા મહાન દેશબંધુના ચારિત્ર અને કારકીર્દી અવલોકવાનું મ્હારૂં કર્તવ્ય નથી. આપણને પડેલો ઘા હજી એટલો તો તાજો છે, અને એટલો તીવ્ર રીતે સાલી રહ્યો છે કે આ પ્રકારની સભામાં એવું કામ ઉપાડી શકાય એમજ નથી. અને આ ઠરાવ આપના સ્વીકાર માટે સાદર

કરતાં મ્હારે આપણા સદ્‌ગત નેતાના કેટલાક નૈસર્ગિક અને કેટલાક યત્નસાધિત એવા ઘણા ઘણા ગુણો પ્રત્યે મ્હારો આદરભાવ બતાવવા માટે, તથા આપણા રાષ્ટ્રીય કાર્યના હકમાં તેમણે જે અપૂર્વ સેવા બજાવી છે તેની નમ્રતાપૂર્વક કદર બતાવવા માટે એ શબ્દો બોલવાના છે.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આપણને સૌને સુવિદિત છે કે બૉનરજી આપણા દેશના એક અતિ પ્રશસ્ત અને યશસ્વી વકીલ હતા. હવે, ધારો કે તેમની કીર્તિ માત્ર તેમની વકીલ તરીકેની ખ્યાતિમાંજ પર્યાપ્ત થયેલી હોત તોયે તેમને માટે આપણું આદર અને માન જાહેરમાં પ્રકટ કરવું ઘટયું હોય એ વાત તો નિઃસંશય છે. રાષ્ટ્રીય જીવન અનેક દિગ્‌ગામી ન હોય તો ઊણું રહે; અને હિન્દનાં નામને કોઇ પણ દિશામાં યશ લાવનાર, પોતાનાં કાર્યથી રાષ્ટ્રીય કાર્યને પ્રગતિ આપે છે, એટલે રાષ્ટ્રીય કારણે આપણે તેને માન આપવું ઘટે છે. પણ આપણા આદર અને કૃતજ્ઞતા ઉપર બૉનરજીનો દાવો તો તેમના વકીલ તરીકેની પ્રશસ્ત કીર્તિ કરતાં વળી વિશેષ મજબૂત પાયા ઉપર રહેલો છે. કુશળ વકીલ હોવા ઉપરાંત, તેઓ એક શૂરા દેશભકત હતા, શાણા અને દૂર-દર્શી નેતા હતા, કામમાં સતત મચેલા રહેતા, અને તેમનાં મનની ઉદારતા અને આત્માનો પ્રભાવ તેમનાં આખાં જીવનમાં, તેમનાં દરેક વચન અને વર્તનમાં પ્રતિબિંબિત થતાં હતાં. તેમની બુદ્ધિશક્તિ શ્રેષ્ઠ કોટિની હતી. ચકોર, પ્રબળ અને સર્વગ્રાહી બુદ્ધિ સાથે ખરેખરી ચમત્કારિક સ્મરણશકિત, ઉર્જ્વલ વિવરણ શકિત, મોહક વકતૃત્વશકિત, ભારે ઉદ્યમ, અને વ્યવસ્થા અને નિયમ પ્રમાણે વર્તવાનો આશ્ચર્યકારક અભ્યાસ—આ સૌને લીધે જે ક્ષેત્રમાં કામ કરવાનું બૉનરજી પસંદ કરતા તેમાં ઉત્તમ વિજય મેળવતા. તેમની જીવનની સમીક્ષા સર્વતોગામી હતી, તેમનું અંતર ઉંડી લાગણીવાળું અને સાચું હતું, અને પોતાને બક્ષાયલી શકિત દેશની સેવામાં અર્પણ કરવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. વળી સુંદર રૂઆબ અને અનેરી મોહકતાભરી રીતભાત સાથે એવાં તો બળ અને સંયમ ભળેલાં હતાં કે સમાગમમાં આવનાર પ્રત્યેક જણ પર તેઓ ભારે પુરુષાતનવાળા નરની છાપ પાડતા. આવો નર જે સ્થાને મૂકાયો હોય તે સ્થાને સૌને

મોખરે વિરાજે એમાં સંદેહ નથી. કોઈ સ્વરાજ્ય ભોગવતા દેશમાં તો તેઓ વડા પ્રધાનની પદવીએ પહોંચી શક્યા હોત એ નિઃશંસય છે. હિન્દમાં આપણે તેમને આપણી રાષ્ટ્રીય સભાના અધ્યક્ષ બે વાર બનાવ્યા હતા, અને તેથી વિશેષ મહત્ત્વની બાબત તો એ છે કે જ્યારે રાષ્ટ્રીય સભાની પ્રવૃત્તિનો એકવીશ વર્ષ ઉપર આરંભ કરવામાં આવ્યો અને, હિન્દની પ્રથમ રાષ્ટ્રીય સભા મુંબઇમાં મળી ત્યારે સર્વ પ્રાંતના પ્રતિનિધિઓએ તેમને અધ્યક્ષ નીમી પોતાનાં કામમાં માર્ગદર્શક તરીકે સ્વીકાર્યા હતા. અને ત્યારથી તે પોતાનાં મરણની ઘડી સુધી, બૉનરજી અને તેમની સાથે બીજા બે ત્રણ જણાઓજ તે પ્રવૃત્તિના પ્રાણ અને આત્મા હતા. પોતાનો કાળ અને પોતાનું ધન એમણે મોકળે મને તે પ્રવૃત્તિને સમર્પ્યું હતું, અને તે એટલે સુધી કે તેની ઘણાને ખબરે નથી. એ પ્રવૃત્તિને યોગે આવી પડતી સઘળી ચિંતા એમણે હર્ષથી સહન કરી, તેને સફળ કરવા માટેના પ્રયત્ન કરતાં તેમને થાક લાગતો જ ન હતો, અને રાષ્ટ્રીય સભાની વાત આવી ત્યાં તો તેમના દેશબંધુઓએ તેમની સલાહનેજ પ્રથમ પદ આપ્યું છે. એમની હિંમત અદ્‌ભુત હતી, આપત્તિની સાથે તે વૃદ્ધિ પામતી, અને તેમની નીડરતા અને નિર્મળ વિવેકશકિતની તેમના દેશબંધુઓ હર ઘડી તારીફ કરતા. બૉનરજીના હાથમાં સુકાન હોય ત્યાં સુધીતો વહાણને ખડક ખરાબા કે તોફાન લાગશે નહિ એવી સૌને ખાતરી રહેતી. હૈયાને દોલાવે એવી, હલમલાવે એવી, અને શૂર ચઢાવે એવી એમની વકતૃતા હતી, ત્યારે અમુક તો સાધ્યછે અને અમુક તો સાધ્ય નથી એવો ભેદ સહજ કળી શકે એવું વ્યાવહારિક ડહાપણ પણ એમનામાં હતું, અને વખત આવ્યે કાર્યને શામક અને નિયામક સ્વરૂપ આપવામાં બૉનરજીના કરતાં વધારે દૃઢતાથી ઉભું રહેનાર બીજું કોઇ ન હશે. આ ઘડીએ મને રાષ્ટ્રીય સભાના વિષય વિચારક મંડળની બેઠકો યાદ આવે છે; ખરી રીતે આ બેઠક વખતેજ સઘળી અગત્યની ચર્ચા થાય છે, અને આવી એક નહિ પણ અનેક બેઠકો વખતે બૉનરજીના દૂર-દર્શી ડહાપણને લીધે અને તેમના જેવા પુરુષને આપવામાં આવતાં ભારે વજનને લીધે કેટલાંક ઉગ્ર મગજોના વિચારમાં ધીરતા આવતી અને જ્યાં અંતર પડવાનો ભય હતો ત્યાં ઐક્ય

સ્થપાતું. આવા નેતાના મરણથી ગયેલી ખોટ વર્ણવવાને મારી વાણીમાં સામર્થ્ય નથી. હાલ આપણી રાષ્ટ્રીય સભાનાં વહાણને જ્યારે તોફાન લાગવાના ચિન્હ જણાય છે ત્યારે તો તેમની અગત્ય બીજા કોઇપણ પ્રસંગ કરતાં વધારે છે, અને ત્યારેજ તેઓ વિદેહ થયા છે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, મારા પોતાના દેશબંધુઓથીજ લગભગ ભરેલી આ સભામાં બૉનરજીએ બજાવેલી આપણા રાષ્ટ્રીય કાર્ય માટેની પ્રશસ્ત સેવા સંબંધે વિસ્તાર કરવો નિરર્થક છે. અને હું તે સેવામાંથી એકાદ બે અત્રે જણાવું શું તેનું કારણ માત્ર એ છે કે તે વિષે ઝાઝી ખબર નથી, અને આપણે તેમના કેટલા બધા ઋણી છીએ તે તેનાથીજ જણાઈ આવે છે. તમોને ખબર છે કે મિ. બ્રૅડલોના કરતાં કોઇ અંગ્રેજે હિન્દની વધારે સારી કે વધારે ઉત્સાહ ભરી સેવા બજાવી નથી. ત્યારે આપણા પક્ષને માટે બ્રૅડલોની સહાનુભૂતિ અને આપણા મનોરથોનું સબળ સમર્થન મેળવી આપનાર બૉનરજી જ હતા. વળી આ બધાં વર્ષો રાષ્ટ્રીય સભાની બ્રિટિશ કમિટીને એકત્ર રાખવામાં અને આ દેશમાં તેની પ્રવૃત્તિ એક ધારી કાયમ રાખવામાં બૉનરજીએ જે ભાગ ભજવ્યો છે, તે પણ તેમના પ્રત્યે આપણી પ્રીતિ અને કૃતજ્ઞતાનું એક અતિ મ્હોટું કારણ છે. આ કામમાં વખતો વખત કેટલી મુશ્કેલીઓ નડતી, કેટલી ચિંતાઓ ઉભી થતી, અને તેમાં કેટલો ભોગ આપવો પડતો, તેનો ખ્યાલ આપણામાંના તો કોઇકનેજ હશે; પણ આપણા મુરબ્બી મિત્રો સર વિલિયમ વેડર્બર્ન અને મિ. હ્યૂમ આજ અહીં હોત તો આપણને કહેત—અને આપણા અધ્યક્ષ સાહેબ પણ જો છેવટે કાંઇ બોલશે તો કદાચ કહેશે કે આ બાબતમાં બૉનરજીના સહકાર્ય અને સહાય્ય કેટલાં હતાં. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, હું આપને વધું રોકવા માગતો નથી. બૉનરજી ગયા એટલે આપણા ધણાકના એક મ્હોટા નેતા ગયા છે એટલુંજ નહિ પણ એક બહુ લાગણીવાળા ઉદાર મિત્ર આપણે ખોયા છે. ક્રોડનમાં આવેલો તેમનો સુંદર નિવાસ, જે દુર્ભાગ્યે આજ શોકસાગરમાં ડૂબેલો છે, ત્યાંનું જેણે આતિથ્ય ચાખ્યું છે તે, તેમની મૂર્તિની મોહકતા, તેમના વિચારનું ઔદાર્ય, તેમની આસપાસના સૌ જણા પ્રતિ તેમની અસરકાર મમતા, અને તેમની મિત્રતાનો લાભ

જેમને તે આપતા તેમના ઉપર જે કૃપા તેઓ ઉભરાવવા મ્હાતા તે ભૂલ્યા નજ હશે. તે દુઃખમાં ડૂબેલાં કુટુંબને જે હાનિ થઇ છે તે વર્ણવી શકાય એમ નથી, તે શોકદગ્ધ વિધવાનું જીવન શૂન્ય થઇ ગયું છે, અને જેને સંસાર હવે કદી પ્રથમ જેવો ભાસનાર નથી તે કુટુંબ અને વિધવા તરફ આપણા હૈયાં ઉભરાય છે એમ આ પ્રસંગે હું કહી લઇશ. હવે મારે વધુ કહેવાનું રહેતું નથી. બૉનરજી ભવનો આરો ઉતરી પેલે પાર પહોંચી ગયા છે, તેઓ આપાર કદી આવનારા નથી. પરંતુ તેઓ આપણામાંથી છેક લુપ્ત થઇ ગયા નથી. તેઓ આપણને એક અનુકરણીય જીવનનો અમૂલ્ય વારસો આપી ગયાછે, અને નિત્ય રટણ કરવાને તેમની યાદી મૂકી ગયા છે. અને આ સૌ ઉપરાંત જે પ્રવૃત્તિ માટે તેમને અતિશય પ્રેમ હતો અને જેને તેમણે પોતાની અમૂલ્ય સેવા અર્પી તે પ્રવૃત્તિનો વારસો તેઓ આપણે માટે મૂકી ગયા છે. તે વારસા પ્રતિ આપણી શી ફરજ છે તે આપણી દિલગિરીજ આજ સૂચવી રહી છે. અને આપણી શકિત અને આપણા દેશની હાજતોનાં પ્રમાણમાં એ ફરજ ઓળખવાના આપણા નિશ્ચય અને તે ઓળખવાના આપણા પ્રયત્ન કરતાં બીજું જે કાંઇ માન સદ્‌ગતનાં સ્મરણાર્થે આપીએ તે વિશેષ યોગ્ય નહિ હોઇ શકે.

# શિષિર કુમાર ઘોષ.

[ સને ૧૯૧૨ ના માર્ચ મહિનાની ૨૩ મી તારીખે, બાબુ શિષિર કુમાર ઘોષનાં મરણ માટે થયેલો અતીવ ખેદ દર્શાવવા અને તેમનાં સ્મરણનાં માન નિમિત્તે કલકત્તામાં એક સભા ભરાઇ હતી, તેમાં નામદાર ગોખલેએ આપેલું ભાષણ. ]

મહારાજ બહાદુર અને સદ્‌ગૃહસ્થો, બાબુ શિષિર કુમાર ઘોષને મને પ્રથમ મળ્યાને દશ વર્ષ થઇ થયાં, છતાં તે વેળા તેમણે જે મારા ઉપર છાપ પાડી હતી તે આજ પણ કાયમ છે. એમને મળ્યા પહેલાં પણ હું એમને માટે બહુ ઉંચો વિચાર ધરાવતો હતો, કારણ મેં એમને વિષે મારા ગુરુ સદ્‌ગત રાનડે પાસેથી બહુ સાંભળ્યું હતું; રાનડે હમેશ એમને વિષે બહુ પ્રશંસા અને પ્રીતિથી બોલતા. છતાં એઓ કેવી અદ્‌ભુત મનોહર અને પ્રોત્સાહક મૂર્તિ છે એ તો હું જ્યારે એમના અંગત સમાગમમાં આવ્યો ત્યારેજ સમજ્યો. એમનામાં જે મ્હને ખાસ લાગ્યું હતું તે ઉંડી આધ્યાત્મિકતા સાથે ભળેલો એમનો પ્રચંડ દેશાનુરાગ; અને આ ગુણોનાં સંમિલનથી બીજા બે દેખીતા પરસ્પર વિરોધી ગુણો—ગંભીર શાંતિ અને ચિત્તની અને પ્રાણની અતિશય ચંચલતા—એમનામાં ભેગા થયા હતા. એમની દેશભકિતએ એમને પોતાના દેશની સેવામાં અવિશ્રાંત અને અનવરત પ્રવૃત્તિશીલ બનાવ્યા હતા, અને છતાં આ સૌ પ્રવૃત્તિ-યુક્તસાગરનાં તળીઆમાં તો ખરી ધાર્મિકતાથી જન્મેલી ગંભીર શાંતિ રહેલી હતી. ઘણીકવાર ખૂબ જોસથી ચર્ચા કરતાં જ્યારે પોતાની પ્રબળ બુદ્ધિના સંપૂર્ણ વેગથી પોતાનાં દૃષ્ટિબિંદુનું તેઓ પ્રતિપાદન કરતા ત્યારે અચાનક અટકી જઈ તેઓ મંદ સ્મિત કરી, કોઇ અંગત પ્રકારની પ્રીતિ ભરી પૃચ્છા કરી, વિષયાન્તર કરી દેતા; આવે સમયે તેમની શાંતિની ઝાંખી થતી, અને વ્યવહારના કઠણ કલેશમાં પણ પોતાની ઇચ્છાનુસાર તેઓ આંતર મંદિરમાં પોતાની વૃત્તિને સંકેલી લઈ પોતાના સ્રષ્ટાની સાથે એકતાન થઇ શકતા એમ જણાઇ આવતું હતું. નિશ્ચયની દૃઢતાથી ઉત્પન્ન થતી વેગમય શકિતવાળા અને ધાર્મિકવૃત્તિથી ઉત્પન્ન થતા પ્રશાંત વીર્ય-

વાળા આવા પુરુષ હિન્દમાંજ નહિ પણ જગત્‌માં કોઇ પણ સ્થળે મહત્તા પ્રાપ્ત કરે તેમાં સંદેહ નથી, અને આ દેશમાં શિષિર કુમાર ઘોષે પોતાના સમય અને પરિસ્થિતિ ઉપર બહુ ભારે અસર કરી છે એમાં કશી નવાઇ નથી. ગૃહસ્થો, કલકત્તાના શ્રોતાઓ આગળ, શિષિર કુમાર ઘોષે કરેલી જીવન ભરની મહાસેવાની કથા મ્હારે કહેવાની ન હોય. એમનાં મરણથી, આપણે એક મ્હોટો ધાર્મિક ગુરુ ગુમાવ્યો છે, પોતાના દેશનો પરમ અનુરાગી એક, ખરો સાચો દેશભક્ત ગુમાવ્યો છે, એક પ્રબળ વિચારક અને હિંમતવાન અને ખંતીલો કામ કરનાર ગુમાવ્યો છે. મ્હને ખાતરી છે કે જ્યારે આ સમયનો ઇતિહાસ લખાશે ત્યારે આધુનિક હિંદના સ્રષ્ટાઓમાં બાબુ શિષિર કુમાર ઘોષ અગ્રગણ્ય સ્થાન લેશે. આવો શૂરો, સાચો અને સરળ આત્મા આપણામાંથી ગયો છે તો તેની સ્મૃતિ આપણે કદી પણ આપણા મનમાંથી સ્ખલિત થવા દેવી ન જોઇએ. બાબુ શિષિર કુમાર ઘોષ જેવાનાં જીવન દેશનું પરમ ધન છે, અને એક પછી એક એમ અનેક જમાના માટે અમૂલ્ય વારસો છે. હું વિશ્વાસ રાખું છું કે આ સભા શિષિર બાબુની સ્મૃતિ ચિરસ્થાયી રાખવા માટે યોગ્ય ઉપાય લેશે, અને તેમ કરી દેશની સેવામાં ઉત્તમ રીતે વ્યતીત કરેલાં જીવનથી આપણા ઉપર તેમનું જે ઋણ થયું છે તે આપણે વીસરતા નથી એમ બતાવી આપશે.

# ભગિની નિવેદિતા.

[ સદ્‌ગત ભગિની નિવેદિતાએ બજાવેલી હિન્દની સેવાને ચિરસ્મરણીય કરવા માટે કલકત્તામાં સને ૧૯૧૨ ના માર્ચની ૨૩ મી તારીખે એક જાહેર સભા મળી હતી, તે સમયે નામદાર ગોખલેએ આપેલું ભાષણ. ]

અધ્યક્ષ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, હું આ ઠરાવને અનુમોદન આપવાની રજા લઉં છું. દશ કરતાં વધારે વર્ષ થયાં ભગિની નિવેદિતાના ગાઢ પરિચયમાં આવવાને હું ભાગ્યશાળી થયો હતો, એટલે તેમનાં સ્મરણને માન આપવામાં ભાગ લેવા માટે આ સભા બોલાવનારાઓએ મને આમંત્રણ આપવાની જે કૃપા કરી છે તે માટે હું તેમનો આભારી છું. ભગિની નિવેદિતાના અચિંતા અને અકાળ મૃત્યુથી આ દેશને જે ભારે ખોટ પડી છે તે માટે આપ સૌની લાગણીને કંઈક અનેરી રીતે દર્શાવી ચૂકયા છો, અને આ ઠરાવ આ સભા સમક્ષ રજુ કરતાં મારા મિત્રો બાબુ સુરેન્દ્રનાથ બેનરજી અને મિ. બ્લૅરે, એ ભગિનીનાં મહાત્મ્યની ઘણી છટા ભરી વાણીથી સાખ પૂરી છે. એટલે હવે મારે તમારો સમય અને ધ્યાન અલ્પમાત્રજ રોકવાનું રહે છે. ભગિની નિવેદિતાની મૂર્તિજ કંઈક અદ્‌ભુત મોહકતા વાળી હતી–એવી મોહકતા વાળી કે તેમના સમાગમમાં આવવું એ કોઈ જબરદસ્ત કુદરતી બળના સમાગમમાં આવવા સરખું હતું. એમની આશ્ચર્યકારક બુદ્ધિ, એમની મધુરી વાણી, એમનો અથાગ ઉદ્યમ, પોતાની માન્યતા અને સિદ્ધાન્તોને વળગી રહેવામાં એમની દૃઢતા અને આ શક્તિઓથી લેશ પણ ઉતરે નહિ એવી, વસ્તુમાત્રનું અંતઃતત્વ પારખી લેવાની એમની અપૂર્વ શકિત—આ સૌને લીધે, એઓ કોઇપણ સ્થળે અને કોઈપણ કાળે અદ્‌ભુત નારી તરિકે પ્રસિદ્ધ થાત. અને આ ગુણો સાથે જ્યારે બીજા અદ્‌ભુત ગુણો ભળેલા હતા—હિંદ માટે તેમના જેવો નિઃસીમ પ્રેમ, હિંદના હિત માટે ગાઢ ભક્તિ, તેની સેવાને માટે સંપૂર્ણ સ્વાર્પણ અને તેને ખાતર, વિના ફરિયાદે એટલુંજ નહિ પણ આનંદથી આદરેલું ઉગ્ર તપ—એ સૌ ગુણો

સાથે ભળેલા હતા. તો ભગિની નિવેદિતાએ આપણી કલ્પનાને આકર્ષી અને આપણાં હૃદયને વશ કીધાં, અથવા તેમના સંબંધમાં આવનારના વિચારો અને કલ્પના પર ગંભીર અને ઉંડી અસર કરી, અને કોઇપણ દેશમાં અવતરી તેને માટે જીવન વ્યતીત કરનાર શ્રેષ્ઠ સ્ત્રી પુરુષોમાં તેમની ગણના થઇ, એમાં કાંઇ આશ્ચર્ય છે? કેટલાક લોકો પોતાની મ્હોટપમાં આપણને કહે છે કે ભગિની નિવેદિતા આપણું ભલું કરવા અત્રે આવેલાં, તેમ ન હતું. આપણી મુશ્કેલીઓ, આપણી ખામીઓ અને આપણાં સંકટથી દયાર્દ્ર થઇ માનવ જાતિનાં શ્રેય માટે કામ કરનાર તરિકે પણ તેઓ ન આવેલાં; તેઓ તો પોતાને હિંદનું તેડું થયું છે એમ માનીને આપણી પાસે આવ્યા હતા. તેઓ આપણે ત્યાં આવ્યા તે તેમને હિંદની મોહિની લાગી હતી તેથી આવ્યા, એક તરફથી હિંદને પોતાનાં હૃદયની ભક્તિ સમર્પણ કરવા આવ્યા, અને બીજી તરફ આપણે જે મહા કાર્ય કરવાનું છે તેમાં આ દેશના પુત્રો અને પુત્રીઓની સાથે રહી કામ કરવા અત્રે આવ્યા. અને જે સુંદર, સંપૂર્ણ રીતે તેમણે હિંદને પોતાનું કરી લીધું, તેતો શબ્દોથી દર્શાવાય એમ નથી. ભૂતકાળમાં હિંદ જે ગૌરવની મૂર્તિ હતી, તે ગૌરવ, તેમજ ભાવીમાં પ્રભુ કૃપાથી જે ગૌરવની મૂર્તિ તે થશે તે ગૌરવને જ તેમણે પોતાનું કરી લીધું હતું, એટલુંજ નહિ, પરંતુ આપણા જીવનનાં દુઃખો અને મુશ્કેલીઓથી જરા પણ ડગ્યા વિના, અને આપણાં અજ્ઞાન, વહેમ અને આપણી મલિનતાથી પણ કંટાળો ખાધા વિના, તેમણે દોષ અને ન્યૂનતાઓથી પૂર્ણ એવા વર્તમાન હિંદને પોતાનું કર્યું હતું. આવી રીતે સંપૂર્ણતાથી આપણું જીવન ગાળવાનું તેમને કેટલું કષ્ટ અને મુશ્કેલી ભર્યું, કેટલું બધું અસંભવિત થઇ પડ્યું હશે, એવું સમજનારા આપણામાં કેટલા બધા થોડા છે? હિંદને પેટે જન્મી, હિંદને ખોળે ઉછરેલા આપણે પણ જ્યારે પરદેશમાં મુસાફરી કરવાને લીધે અથવા એવાં બીજાં કારણોને લીધે જો આ અસલ જીવનમાંથી એકવાર બહાર નીકળી જવા પામીએ તો પાછું આપણને તે અસલ જીવનમાં પડવાનું કોઈપણ રીતે સ્હેલું લાગતું નથી; તો પછી હજારો માઇલ દૂર જન્મી, આપણાથી ઘણા જુદાજ સંજોગોમાં ઉછરેલાં તેમને તો આપણાં જીવન

સાથે સંપૂર્ણ એકતા કરી, આપણે માટેજ જીવન પૂરું કરવાનું, કેટલું મુશ્કેલ થઇ પડયું હશે ? સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, જ્યારે આપણે આવો વિચાર કરીએ છીએ ત્યારે, આપણને વધારે મ્હોટાં અને વધારે સારા કામો કરવાને દોરતી અને પ્રેરતી, કોઇ શ્રેષ્ઠતાની મૂર્તિ આપણી નજર આગળ તર્યા કરે છે. આ સભા ભગિની નિવેદિતાને માટે યોગ્ય સ્મારક ઉભું કરવાને બોલાવવામાં આવી છે. હું આશા રાખું છું અને મ્હને વિશ્વાસ છે કે, એ સ્મારક ઘટતું હશે, આ મહા નગરને ઘટતું, અને ભગિની નિવેદિતાએ આપણને જે પ્રેમ અર્પ્યો હતો તેને તથા આપણને તેમને માટે જે પ્રેમ અને આદર હતો તેને ઘટતું હશે. પરંતુ એક ઘટતું સ્મારક કરવું એટલુંજ બસ નથી. જો તેમને લીધે આપણામાં દેશભકિતની જ્યોતિ વધારે નિર્મળ અને ઉજળી ઝળકતી ન થાય, જો નાગરિકના ધર્મ વિષેની અને સમાજ–સેવાની આપણી ભાવના વધારે ઉન્નત ન થાય અને આપણી દેશમાતા માટે ખરા દિલના અભિલાખ અને ઉમદા પ્રયાસોથી આપણું જીવન નહિ ઉભરાય, તો મને લાગે છે કે આપણાં પરમ પ્રિય સદ્‌ગત ભગિની નિવેદિતાએ આપણે માટે પોતાનું જીવન અર્પણ કર્યું તે વૃથા અર્પણ કર્યું કહેવાશે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, હું આ ઠરાવને અનુમોદન આપું છું.

# મિ. એ. ઓ. હ્યૂમ.

[ મિ. એ. ઓ. હ્યૂમને વદાય દેવા માટે સને ૧૮૯૪માં પૂનામાં થયેલી એક સભા સમક્ષ નામદાર ગોખલેએ આપેલા ભાષણનો સારઃ—]

મિ. હ્યૂમ જેવા મશહૂર હિંદ હિતૈષીને માન આપવાનું મને કહેવામાં આવ્યું છે તે હું એક મોટું ભાગ્ય સમજું છું, અને હું માત્ર પૂનાના લોકો તરફથીજ નહિ, પણ સમસ્ત દખ્ખણ, જેના જૂદાજૂદા જીલ્લાઓના પ્રતિનિધિઓ આ પ્રસંગે પોતાનું કર્તવ્ય સમજી હાજર રહ્યા છે, તેના તરફથી પણ મિ. હ્યૂમને આવકાર આપું છું. મિ. હ્યૂમે પોતાની નાદુરસ્ત તબીઅત છતાં, અને તકલીફ ભરેલી મુસાફરી કરી આવ્યાં છતાં, પોતાની સુખશાંતિનો મહાભોગ આપીને, આપણા નગરની મુલાકાત માટે આવવાનો જે અલ્પ સમય કાઢી આપણી અંતરની ઇચ્છાને સંતોષી છે, તે માટે આપણે તેમના કેટલા બધા આભારી છીએ તે પુરતી રીતે જણાવવું અશકય છે. છતાં મિ. હ્યૂમે આટલો શ્રમ લીધો છે તે માટે આપણને કોઇને આશ્ચર્ય થતું નથી, કારણ મિ. હ્યૂમનો તો જીવનસિદ્ધાન્ત છે કે સ્વસુખની લેશમાત્ર ગણના કરવી નહિ, અને તે સિદ્ધાન્તને અનુરૂપજ તેઓ વર્તતા આવ્યાછે. હું જાણું છું કે એમના પ્રતિ આપણા લોકો જે લાગણી ધરાવે છે તે બાહ્ય સ્વરૂપમાં બતાવવા સામે અથવા તો માત્ર તે કહી બતાવવા સામે પણ એમને અતિશય અણગમો છે.

પણ હું મિ. હ્યૂમને એટલુંજ યાદ દઇશ કે જ્યારે હૈયામાં ઉપકારની ઉંડી ઉર્મિ વેગથી ઉછળતી હોય છે ત્યારે તેનો વેગ વાણીને મળે છે, અને તે અટકાવી અટકતી નથી. આથી હું જે કાંઈ કહેવા ઇચ્છું છું તેમ કરતાં હું કદાચ મિ. હ્યૂમની ઇચ્છાનુસાર ન વર્તતો હઇશ, તોપણ હું માનું છું કે મિ. હ્યૂમ તે દરગુજર કરશે, કારણ તે ઉંડા અંતરના ઉભરા છે, તેમાં શેમાય કૃત્રિમતા નથી. આજના હિંદ સાથે સાત આઠ વર્ષ ઉપરના હિંદને જે સરખાવી જોશે તેને તરતજ સમજાશે કે મિ. હ્યૂમે દેશની કેટલી મોટી સેવા બજાવી છે. આપણી રાષ્ટ્રીય સભાએ પોતાની સાત વર્ષની વયમાં જે કાંઈ કર્યું છે તે મ્હોટે ભાગે મિ. હ્યૂમનુંજ



मि. ए. ओ. ह्यूम.

કામ છે. એ સભાએ શું શું કામ કીધું છે તે બધું વિસ્તારથી કહેવાની હું અહીં જરૂર ધારતો નથી; આનું એક કારણ તો એ છે કે તે પ્રશ્ન તો અગાઉની સભાઓના પ્રમુખોએ મારા કરતાં અનહદ વધારે કુશળતા અને છટાથી ચર્ચ્યો છે, અને બીજું, એ કે એ સભાનાજ પિતાની સમક્ષ તે કહી બતાવવું એ સમગ્ર તેજના ઉજ્જવલ અક્ષય્ય પાત્ર આગળ દીવડો ધરવા જેવું છે. છતાં રાષ્ટ્રીય સભાનાં મુખ્ય ચાર સુફળો હું અહીં કહી બતાવીશ. એક તો એ કે દેશમાં જે જે શક્તિઓ એક રાષ્ટ્રીયતાનું ભાવ જાગૃત કરવા માટે છૂટી છવાઇ મથન કરી રહી હતી તેને એ સભાએ એકત્ર કરી છે. એ શક્તિઓ એ સભાએ ઉત્પન્ન કરી ન હતી. તેઓ તો આ દેશમાં બ્રિટિશ રાજ્ય આવ્યું ત્યારનીજ અસ્તિત્વમાં આવી હતી, તેને એક પછી એક જે ઉદાર નીતિવાળા રાજપુરુષો આવ્યા તેમની, અને ખાસ કરીને લૉર્ડ રિપનની શાણી અને ઉદાર રાજ્યનીતિથી બહુ કાળજી પૂર્વક પોષણ મળ્યું. પણ જોકે તે શકિતઓ અગાઉથી હતીજ, છતાં તેમને એકત્ર કરવાનું, તથા જેને લીધે આજે રાષ્ટ્રીય હિતના વિષયમાં મુંબઇનું હૃદય બંગાલા અને મદ્રાસનાં હૃદયની સાથે ધડકે છે એવી સ્થિતિ ઉત્પન્ન કરવાનું કામ તો રાષ્ટ્રીય સભા માટેજ રહેલું હતું. એ સભાએ હિંદનો લોકમત વિશેષ સંસ્કારી અને વિશેષ વજનદાર બનાવ્યો છે. રાષ્ટ્રીય સભાથી દેશમાં મુખ્ય રાજકીય સિદ્ધાન્તોનું જ્ઞાન સ્થળે સ્થળે પુષ્કળ પ્રસર્યું છે, અને પરિણામ એ આવ્યું છે કે લોકમત પહેલાના કરતાં અધિક બહુશ્રુત છે. સરકારમાં પણ તેનું વજન વધારે પડેછે; અને આનો વિશેષ સબળ પુરાવો તો બીજો કયો આપી શકાય, સિવાય કે લૉર્ડ લૅન્સડાઉને રાષ્ટ્રીય સભા એ હિંદનો પ્રાગતિક પક્ષ ( લિબરલ પાર્ટિ ) છે એમ સ્વીકાર્યું હતું. વળી એ સભાની હીલચાલથી દેશના મુખ્ય રાજકીય પ્રશ્નોનો, કેટાલકનો ધીમે ધીમે, તો કેટલાકનો જલદીથી, સંતોષકારક નિર્ણય થતો જાય છે. અને છેવટે, એ સભાએ જે જે અંગ્રેજ રાજ્યતંત્રીઓ હિંદના સંબંધે પોતાની મ્હોટી જવાબદારીઓ સમજે છે અને જેઓ આ દેશના લોકો પ્રતિ પોતાનું કર્તવ્ય કરવાને આતુર છે તેમને, તેમના પોતાના હેતુ પાર પાડવાનું એક યંત્ર તૈયાર કરી આપ્યું છે. બ્રિટીશ

રાજ્યનું એક ખાસ ઉજ્જ્વલ લક્ષણ તો એ છે કે આ દેશનાં હિતની ઇંગ્લંડમાં હીમાયત કરનારા સુવિખ્યાત અને નિઃસ્વાર્થ મહાપુરુષોની દેશને કદી ખોટ પડી નથી. એડમંડ બર્કે સો વર્ષ ઉપર આપણા દેશની કેવી સેવા બજાવી હતી! તેવીજ સેવા બજાવ્યાને લીધે બ્રાઇટ, ફૉસેટ અને બ્રૅડલોનાં નામ આપણા લોકોમાં બહુ પરિચિત થઇ પડયાં છે. મેં જે ચાર સુફળો કહ્યાં તે રાષ્ટ્રીય સભાએજ ઉત્પન્ન કર્યાં છે, અને રાષ્ટ્રીય સભાના કાર્ય તરીકે મુખ્યત્વે કરીને એ હ્યૂમના હાથેજ થયેલું કામ છે. એથી વિશેષ કરવાનું કોઇ એક જણનાં ભાગ્યમાં હોય શકે ખરૂં? વળી, મિ. હ્યૂમનો માર્ગ સીધો સાફ ન હતો. તેને અનેક શુભ ચિંતક મિત્રોની વારંવાર થતી ગેર સમજ અને કટ્ટા દુશ્મનોના નિર્લજ્જ હુમલાઓ સામે કામ કરવાનું હતું, અને આટલી મુશ્કેલી જાણે બસ ન હોય તેમ પ્રભુએ તેમને બીજી વધારે કઠણ કસોટી ઉપર ચઢાવ્યા છે. ગયા બે વર્ષમાં તેમને બે મહા વિપત્તિઓ પડી છે; સ્વજનનાં વિયોગનું દુઃખ સર્વદા ખેદ જનક અને દુઃસહ તો છેજ, પણ વૃદ્ધાવસ્થામાં જ્યારે માણસનું મન સ્વજનોમાં કંઇક વધારે આસક્ત હોય છે ત્યારે તો તે અધિક ખેદ જનક અને અધિક દુઃસહ લાગે છે; આવા એક દુઃખે એમનું ગૃહ સ્મશાન સમું થયું; તેજ વખતે એમનું લોકજીવન પણ, ઈંગ્લંડમાં એમના એક ઉત્તમ અને પ્રમુખ સાથી અને હિંદમાં પ્રિયતમ અને અતિ શ્રદ્ધાસ્પદ સહાયકના દુઃખદ અને અકાળ મૃત્યુથી કંટકમય બન્યું. આવી આવી મુશ્કેલીઓ અને વિપત્તિઓ ભલભલાના હામ હરાવે એવી છે; પણ આમ છતાં મિ. હ્યૂમ તો પોતે પસંદ કરેલાં કર્તવ્ય પંથમાં દૃઢતાથી અને સ્થિરતાથી આગળ વધ્યેજ ગયા છે. હિંદની પ્રજા જ્યારે આ બધું સ્મરણમાં લાવે છે ત્યારે સ્વાભાવિક રીતે તેમનાં હૈયાં ઉપકાર, સ્તુતિ, સન્માન અને પ્રેમથી ઉભરાઇ જાય છે. કારણ કે મિ. હ્યૂમે હિંદના જૂદા જૂદા ભાગોમાંથી સંસારી અને દેશભક્ત જનોને એક સામાન્ય કાર્યમાં પ્રવૃત્ત થવા માટે ભેગા કરી, દેશને પોતાના ઇતિહાસમાં પ્રથમ વારજ એક પ્રજા તરીકે શ્વાસ લેતો અને ચિંતન કરતો કીધો છે. એમણેજ આપણા ટગુમગુ પગલાંને ટટ્ટાર કીધાં છે, અને આપણી દુબળી વાણીમાં દૃઢતા પૂરી છે. હરેક પ્રકારની નશિયતે

અને સંકટોમાં, કટ્ટા દુષ્મનોના દુષ્ટ હુમલાઓમાં, અને કપટી મિત્રોના વિશેષ દુષ્ટ ઝખમોમાં, એમણે આપણે માટે પોતાનું તન તોડ્યું છે. આપણે માટેજ એમણે વૃદ્ધાવસ્થાને આવશ્યક સુખશાંતિ તજ્યાં છે, અને આપણી સેવામાંજ એમણે એમનો કાળ, એમનું બળ, એમની શક્તિ, એમનું ધન, એમનું સર્વસ્વ ખર્ચ્યું છે. અને આ સૌ ઉપરાંત આપણે આપણા દેશના ઉદ્ધાર માટે કેમ મથન કરવું જોઇએ તેના એઓ પોતાનાં જીવનથી ઉત્તમ અને ભવ્ય દૃષ્ટાન્તરૂપ થયા છે. મિ. હ્યૂમે જે સેવાઓ બજાવી છે તે આવા ઉંચા પ્રકારની છે, અને કોઇ સ્મારકથી કે કાંઇ ઉપહારથી તે સેવાનો પાડ વાળી શકાય એમ નથી. તે સેવાજ તે સેવાનું ફળ છે, અને ધાતુના કે આરસનાં સ્મારક કરતાં વધારે ચિરંજીવ સ્મારકરૂપ છે.

આખરે, આવતી કૉંગ્રેસમાં મિ. હ્યૂમ આવી શકવાના નથી તે ખાતર હું બહુ દિલગીર છું. પંડિત અજોધ્યાનાથના ખેદ કારક મૃત્યુને લીધે કૉંગ્રેસની ધુરા મિ. હ્યૂમજ ધરત તો ઠીક થાત. પણ મિ. હ્યૂમે આ બાબતમાં પ્રથમથીજ નિશ્ચય કરેલો હોવાથી આપણે તેમનો નિશ્ચય સારા માટેજ હશે એમ કરીને તેને શરણ થયા સિવાય ચાલે એમ નથી. મિ. હ્યૂમ પૂનામાં એટલો બધો અલ્પ સમય રહ્યા છે કે એમને આવકાર અને વદાય દેવાનું એકી વખતે કરવાની આપણને ફરજ પડી છે, તે ખાતર પણ હું અત્યંત દીલગીર છું. પણ એ બાબતમાં આપણે એમના નિશ્ચયને શરણ થવાનું છે, અને મારે હવે એમને તથા એમની પુત્રીને સુખમય પ્રવાસ અને ઈંગ્લંડમાં નિવાસ ઈચ્છવા સિવાય બીજું કંઈ કરવાનું રહેતું નથી. એમણે પોતેજ લૉર્ડ રિપનને ઉદ્દેશીને જે શબ્દો વાપરેલા તેજ શબ્દોમાં હું એમને વિદાય દઉં છું:—“ સીધાવો, સીધાવો; પ્રજાનો પ્રેમ અને પ્રજાની પ્રાર્થના તમપર છત્ર ધરે છે; દેશ અને કાળનાં અંતર તમને અમારાં ભક્ત હૃદયથી વિખૂટા પાડી શકશે નહિ. ”

# સર વિલિયમ વેડર્બર્ન.

## ૧.

[ અલ્લાહાબાદમાં મળેલી સને ૧૯૧૦ની હિન્દી રાષ્ટ્રીય સભાની ૨૬મી બેઠક વખતે પ્રમુખ સર વિલિયમ વેડર્બર્ન માટે આભારનો ઠરાવ રજુ કરતાં નામદાર ગોખલેએ આપેલું ભાષણ. ]

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આ સભાનું પ્રમુખસ્થાન લેવા માટે હિન્દુસ્થાન આવવામાં સર વિલિયમ વેડર્બર્ને જે મહા કષ્ટ ઉઠાવ્યું છે તે માટે અને સભાનું કામકાજ સરળ રીતે ઉકેલવા માટે તેમને આપણો અંતઃકરણપૂર્વક આભાર દર્શાવવાનું સુભાગ્ય મ્હને પ્રાપ્ત થાય છે. આ સભાના પ્રથમ દિવસે સર વિલિયમને પ્રમુખપદ આપવાની દરખાસ્ત રજુ કરતાં તેમજ બ્રિટિશ કમિટીનો આભાર માનવાની દરખાસ્ત રજુ કરતાં, આપણા સુપ્રસિદ્ધ દેશબંધુ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ પોતાની અનેરી છટા ભરી અને મધુરી વાણીથી સર વિલિયમે જીંદગીભર બજાવેલી હિંદની સેવા વર્ણવી છે; અને એમણે જે કહ્યું છે તે ઉપરાંત આ સભાના બીજા કેટલાક પ્રમુખ સભ્યોએ પણ પોતાના સ્તુતિના ઉદ્‌ગાર પ્રગટ કર્યા છે. એટલે હું આપનો ઝાઝો સમય રોકવા ચાહતો નથી. અને ખરી રીતે, આ ઠરાવ હર્ષથી અને એકે અવાજે તમે સૌ સ્વીકારો તે માટે મ્હારે કે બીજા કોઇને પણ કાંઈ કહેવાની જરૂરજ નથી. ગૃહસ્થો, આપણે એમના જે જે વસ્તુ માટે ઋણી છીએ, આપણે માટે એમને જેટલું જેટલું લાગ્યું છે, જેટલી જેટલી આપણે માટે એમણે આશા ધરાવી છે, આપણે માટે જે જે એમણે કીધું છે, અને આપણે માટે જે જે સંકટ એમણે વ્હોર્યાં છે અને સહ્યાં છે તે સૌનો વિચાર માત્ર કરતાંની સાથેજ આપણાં હૃદય જે લાગણીથી ઉભરાઇ જાય છે તેનું ખરૂં માપ તો, તેમણે આ દેશ માટે બજાવેલી સેવાનો આભાર ગમે તે માને અને ગમે તેવી રીતે માને તો પણ, આપી શકાય એમ નથી. આમ છે માટેજ મ્હને લાગે છે કે આપનો બહુ વખત રોકવો ઘટતો નથી; છતાં એક બે વસ્તુ કહેવાની મ્હને આપ રજા આપશો એવી મ્હને આશા છે. ઈંગ્લંડ છોડતા પહેલાં, સર વિલિયમને વદાય દેવાને જે



सर विलियम वेडर्बर्न.

Block by courtesy of Samalochak.

સંમેલન મળ્યું હતું તેમાં તેઓએ જણાવ્યું હતું કે ૨૫ મી નવેંબરે મ્હારી હિન્દના લોકોની સેવાનું ૫૦ મું વર્ષ પૂરૂં થશે. દૈવયોગે એવું બન્યું છે કે એ સેવાના કાળના લગભગ સરખા એવા પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એમ બે વિભાગ પડી શકે છે, પૂર્વાર્ધ તે સરકારી નોકર તરીકે તેમણે બજાવેલી સેવાનો સમય, અને ઉત્તરાર્ધ તે આપણા શ્રદ્ધાસ્પદ નેતા તરીકે ઈંગ્લંડમાં તેમણે કરેલા કામનો કાળ. ત્યારે સર વિલિયમ જ્યારે આ દેશમાં સરકારી નોકર તરીકે કામ કરતા હતા ત્યારે, હિંદી અને બ્રિટિશ પ્રજા વચ્ચે વધારે ને વધારે મેળ જમાવવા તેમણે જેટલો પ્રયત્ન કીધો છે, તેટલો તેમના વખતના આપણા તરફના કોઇપણ અમલદારે કીધો નથી. મ્હારા પરમ ગુરુ રાનડેએ મ્હને એકવાર કહ્યું હતું કે તેમણી જાણમાંના સર્વ અંગ્રેજોમાં સર વિલિયમની પડખે બેસે એવો એક પણ અંગ્રેજ નથી, તે મ્હને યાદ આવે છે. પણ આ તો જ્યારે તેઓ સરકારી અમલદાર હતા ત્યારની વાત; પણ નોકરીમાંથી વદાય લીધા પછી તેમણે આપણા કામમાં પોતાનું શરીર અને પ્રાણ અર્પણ કીધાં છે, અને તેમનાં હૃદયમાં બીજા કોઇપણ વિષય કરતાં હિંદજ વધારે રમી રહ્યું છે; ગયા ૨૫ વર્ષ થયાં આપણે માટે ઈંગ્લંડમાં એમણે મહેનત કીધી છે, આપણે માટે ઈંગ્લંડમાં એઓ તકોની તપાસમાં રહ્યા છે, આપણે માટે ઈંગ્લંડમાં એમણે લડતો ચલાવી છે, અને તેમના જેવું આપણા વખતના કોઇપણ જણે કીધું નથી. આ ૨૫ વર્ષ દરમ્યાન એમણે જે જે કામ ઉપાડયું છે તે હિંદની ખાતરજ ઉપાડયું છે. અમુક કામ હિંદના ભલાને માટે છે, એમ તેમની ખાતરી થઇ કે પછી ‘ તે કામ તો મ્હારે માટે બહુ ક્ષુલ્લક છે કે કંટાળા ભર્યું છે ’ એમ જોવા ન રહેતાં તેમણે તે ઉપાડીજ લીધું છે. ૫૦ વર્ષ સુધી એમણે આ કામ કર્યું છે ત્યારે, શું નવાઇ છે કે સર વિલિયમે સંયુક્ત પ્રાંતની આ વખતની રાષ્ટ્રીય સભામાં પોતાને પ્રમુખપદ આપવાની (હિંદની) ઇચ્છા છે એમ જાણતાં તરતજ તે ઇચ્છા સ્વીકારી? આ કાર્ય પોતાના અતિ નિકટસ્થ અને પ્રિયતમ જનોના ના કહેવા છતાં, પોતાના ડાકટરની સલાહ વિરુદ્ધ, પોતાને માટે પોતાના મિત્રોની ગંભીર ચિંતા છતાં, એમણે ઉપાડયું એ કાંઇ આશ્ચર્ય થવા જેવું નથી. પોતાનું હિન્દુસ્થાન જતું હિન્દુસ્થાનને

ઉપયોગી થઈ પડશે એટલીજ ખાતરી એમને માટે બસ હતી, અને બહુ અવસ્થા થયેલી છતાં અને તબીઅત કથળેલી છતાં, એઓ આપણી સભાના પ્રમુખ થવા માટે પ્રવાસે નીકળ્યા. વારૂ, એટલીજ વાત આપણને એમના સદાના ઋણી બનાવેછે, છતાં આ તોફાનના દિવસોમાં આપણા નાવનું સુકાન એમણે જે રીતે ચલાવ્યું છે, અહીં આવ્યા ત્યારથી તે અત્યારની ઘડી સુધી એમણે આપણા કાર્યને જે રીતે પોતાની પ્રત્યેક પળ અને વિચાર સમર્પ્યાં છે તે રીતથી આપણા દરેકનાં હૈયાં એમને માટે સ્તુતિ અને આભારથી ભરાઈ ગયાં છે. આ દિવસોમાં એમનું અવલોકન કરવાની મ્હને ખાસ સંધિ મળી છે, અને હું આપને કહી શકીશ કે એઓએ આપણા કિનારા ઉપર પગલું મૂક્યું ત્યારથીજ આપણા કામને સરળ, સુંદર અને સફળ રીતે ઉકેલવું એ એકજ વિચાર એમનાં મનમાં રમી રહ્યો છે. સર વિલિયમે પોતાના અનેરા શાણપણ અને ઝીણવટથી–લાંબા અનુભવથી નીપજેલા તેમના શાણપણથી, અને તેમની જન્મસિદ્ધ ઝીણવટથી, આપણા કાર્યને માર્ગે પાડ્યું છે; અને શાણપણ અને ઝીણવટ ઉપરાંત એમણે પોતાનાં કાર્યમાં બહુ યુક્તિ, બહુ ધીરજ અને બહુ નમ્રતા વાપરી છે, અને સભાનું સઘળું કામ એટલું બધું સફળ થયું છે—હું માનું છું તમો સૌ એમ માનો છો કે તે સફળ થયું છે—કે તેનું માન મુખ્યત્વે સર વિલિયમના પ્રમુખપદનેજ ઘટે છે. માત્ર હવે એકવાત કહીને હું બેસી જઈશ. સર વિલિયમે આ બંધુ આપણે માટે શા કારણે કર્યું છે? આટલી બધી લાંબી સફર એમણે શા માટે કરી છે? એમની નોકરીનાં ૨૫ વર્ષ બાદ કરીએ તો, બાકીનાં બીજાં ૨૫ વર્ષ થયાં આટલો બધો શ્રમ એઓ શા માટે ઉઠાવી રહ્યા છે? આનો ઉત્તર બે રીતે આપી શકાશે. એક રીતનો ઉત્તર તો એ કે એમની પ્રકૃતિજ એવી છે કે એમને તેમ કર્યા વિના ચાલ્યું નહિ. બીજી રીતનો ઉત્તર એ છે કે સ્વભાવથીજ સર વિલિયમ જગતના અતિ ન્યાયી મનુષ્યોમાંના એક છે. એમની પ્રબળ, પ્રખર, નિરપેક્ષ ન્યાય બુદ્ધિને લીધેજ આટલું બધું કામ એઓએ કર્યું છે. એમણે જોયું કે હાલની વ્યવસ્થા આ દેશની પ્રજાને માટે ન્યાયયુકત નથી, અને તે વ્યવસ્થાને વિશેષ ન્યાયયુક્ત કરવા માટે તથા આ દેશની પ્રજાને થયલો

અન્યાય દૂર કરવા માટે એમણે પોતાનું શરીર અને પ્રાણ સમર્પ્યાં છે. આ ઉપરાંત આપણને સૌને ખબર છે કે માનવજાતિનું શ્રેય સાધવા પ્રતિ એમને બહુ ભારે, બહુ પ્રબળ આસક્તિ છે. જ્યાં કાંઇ અનિષ્ટ સર વિલિયમને જણાય છે ત્યાં લાગલું જ તેમનું હૃદય દોડી જાય છે. માનવજાતિનાં શ્રેય માટે એમની ઉંડી આસકિતજ એમને આ દિશામાં લઈ આવી છે. આ બે સામાન્ય કારણો છે. એમની પ્રકૃતિજ આવી છે, આવાજ એઓ ઘડાયલા છે; પણ આ સિવાય બીજાં પણ બે કારણો છે. પ્રથમ કારણ, આ દેશના લોકો માટે તેમનો ઉંડો, ઉભરાતો પ્રેમ છે, જે પ્રેમ અનેક કસોટીએ ઉતરી ચૂકયો છે, અને જેવી કસોટીએ હિન્દીઓ પણ કદાચ ન ઉતરી શકે. બેશક, હિન્દ માટે તેમનો પ્રેમ ઘણાખરા હિન્દીઓ અને ખરેખર કોઇપણ અંગ્રેજના કરતાં વધારે કહેવાય. એમણે આપણને આપણી ખામીઓ છતાં ચાહ્યા છે. એઓ સદા આપણા અપરાધો જતા કરવાને તત્પર રહ્યા છે; સદા એમણે આપણું જે કાંઇ સારૂં હોય તેનો સારામાં સારો ઉપયોગ કરી લેવાની બહુ કાળજી રાખી છે, અને સદા એમણે આપણે ઠીક કર્યું હોય ત્યારે આપણને ઉત્તેજન આપીને અને આપણે સારૂં માઠું ગમે તેમ કર્યું હોય તોપણ સદા આપણને પોતાની ઓથમાં રાખીને ઉમંગથી આગળ વધવાની ઉલટ આપણામાં પ્રેરી છે. ત્યારે હિન્દ માટે તેમનો પ્રેમ એ તેમણે આપણે માટે કરેલાં કામનું એક કારણ છે, અને બીજું કારણ હિન્દની પ્રજામાં તેમનો વિશ્વાસ એ છે. હિન્દની પ્રજામાં એમનો વિશ્વાસ એ એમની મહા વિશિષ્ટતાનો એક ભાગજ છે. એમણે, પોતાના દેશ બંધુઓએ પોતાને વગોવ્યા છે છતાં, આપણામાં વિશ્વાસ રાખ્યો છે; એમણે અણગમતા સંજોગોમાં પણ આપણમાં વિશ્વાસ રાખ્યો છે. એમણે આવી રીતે આપણામાં વિશ્વાસ રાખ્યો છે તે કારણથીજ તેઓ ત્હાડ તડકામાં અને જશ અપજશમાં આ ૨૫ વર્ષ થયાં ઈંગ્લંડમાં પોતાનું કામ લઇ શકયા છે, અને આ કામ કરીને હવે તેઓ તેમની વૃદ્ધાવસ્થાએ આપણી મુશ્કેલીઓમાં આપણને મદદ કરવા, અને આપણો માર્ગ સરળ કરવા આવેલા આપણે જોઇએ છીએ; અને મને ખાતરી છે કે હિન્દના

લોકોની એમણે જે જે મહાસેવા બજાવી છે તેમાં આ સેવા તો સૌથી મ્હોટી મનાશે અને એમણે કરેલાં સૌ કાર્યના શિખરે વિરાજશે. હવે હું વધુ કહેવા માગતો નથી, અને આટલું પણ મેં ન કહ્યું હોત તો ચાલત. આપણે માટે આટલું કામ કરનાર આધુનિક કાળના આ મહાન્ પૂજ્ય ઋષિનું ચિત્ર, એટલું તો ઉન્નતિપ્રદ છે, એટલું તો સુંદર છે, અને એટલું તો ચેતનપ્રદ છે કે તેનું વર્ણન થઇ શકે એમ નથી; પ્રેમ અને ભક્તિથી ધ્યાન કરવા જેવું એ ચિત્ર છે, મૌનથી મનન કરવા જેવું એ ચિત્ર છે. માટે હું આપને વિનંતિ કરૂં છે કે મેં રજુ કરેલો ઠરાવ આપ આનંદ સાથે પસાર કરશો.

# સર વિલિયમ વેડર્બર્ન.

## ૨.

[લેડી વેડર્બર્નને દેશી કારીગીરીનો, હીરા અને મોતીથી મઢેલો અને મીનાકારી કામવાળાં, રત્નમંડિત કમલપત્રોના લોલકવાળો એક હાર ભેટ આપવાને માટે ૧૯૧૨ના જુલાઇની ૪થી તારીખે લેડી સ્વાનને ત્યાં ખાસ એક "ઍટહોમ" આપવામાં આવ્યું હતું, તે વખતે નામદાર ગોખલેએ નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું:–]

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, સર વિલિયમનું સરકારી અધિકારી તરીકેનું જીવન મુંબઇ ઈલાકામાં ગયું હતું, અને જો કે નોકરીમાંથી વદાય થયા પછીનું એમનું કાર્ય સમસ્ત હિન્દને માટે હતું, તોપણ, મુંબઇ કુદરતી રીતે તેને માટે ખાસ અભિમાન ધરાવતું હતું. એટલા માટે, જ્યારે તેઓ અલ્લાહાબાદ કૉંગ્રેસનું પ્રમુખપદ લેવાને હિન્દ આવવાના છે એવું ચોક્કસ પણ નક્કી થયું, ત્યારે મુંબઇના ઘણા અગ્રગણ્ય શહેરીઓએ તેમના પ્રતિ અમારૂં માન અને સ્નેહ યોગ્ય રીતે દર્શાવવાને એક કમિટી નીમી. આ કમિટી એવા ઠરાવ ઉપર આવી કે, સર વિલિયમ હિન્દમાંથી પાછા ફરે ત્યારે તેમને વદાય દેવાને મુંબઇમાં એક મિજલસ કરવી. દુર્ભાગ્યે તેમને માથે આવી પડેલાં અનિવાર્ય કાર્યના સતત બોજાને લીધે તેમની તબીઅત બગડી, અને અલ્લાહબાદથી કલકત્તે ગયા પછી મુંબઇ આવવાને બદલે તેમણે કલકત્તેથી પરબારા યુરોપ ઉપડી જવું વધારે ઠીક ધારવામાં આવ્યું. મુંબઇની કમિટીએ આ મિજલસને માટે ચાર હજાર રૂપીઆ એકઠા કર્યા હતા, તેને સ્વાભાવિક રીતે આ ઠરાવથી ઘણીજ નાઉમેદી થઇ, પરંતુ બીજો કાંઇ ઉપાય નહોતો એટલે એ વાત તેમણે માન્ય રાખી. સર વિલિયમે હિન્દની અપ્રતિમ સેવા બજાવી હતી, હિન્દની છેલ્લી મુલાકાત લેવાનું જોખમ ખેડયું હતું, આપણા કારણે લેડી વેડર્બર્નને ઘણોસમય ચિન્તામાં ગાળવો પડ્યો હતો, એમ તેમના કાગળો ઉપરથીજ માત્ર નહિ પણ તેમની નર્સ પાસેથી મળેલા સમાચાર ઉપરથી પણ સ્પષ્ટ જણાઇ આવતું હતું—એ સર્વનું સ્મરણચિન્હ લેડી વેડર્બર્નને

મોકલવામાં એ રકમનો ઉપયોગ કરવાનો આખરે એ કમેટીએ નિશ્ચય કર્યો. જ્યારે સર વિલિયમને કમિટીના આ નિશ્ચયની ખબર પડી ત્યારે તેમણે કમિટીના સેક્રેટરી મિ. વાચ્છાને એક પત્ર લખી, આગ્રહપૂર્વક વિનંતિ કરી કે આ સ્મરણચિન્હ બનાવવામાં ઘણીજ નાની રકમ ખર્ચવી, અને બાકીની રકમ મિસ ફ્લોરેંસ નાઇટીન્ગેલના સ્મારક તરીકે ગામડાંઓમાં આરોગ્ય સુધારવાના ઉદ્દેશથી મુંબઈમાં જે ફંડ ઉભું કરવામાં આવ્યું છે તેમાં આપી દેવી. કમિટી જોકે પોતાનો નિશ્ચય ફેરવવાને ઘણીજ નારાજ હતી, તો પણ તે સર વિલિયમના ઇચ્છાનો સમૂળો અનાદર કરી શકી નહિ. એટલે છેવટે એવો ઠરાવ કરવામાં આવ્યો કે એ રકમમાંથી એક હજાર રૂપીઆ મિસ નાઇટીન્ગેલ ફંડમાં આપવા, અને બાકીની રકમ લેડી વેડર્બર્નને એ સ્મરણચિન્હ ભેટ આપવામાંજ વાપરવી. આ સ્મરણચિન્હ તરીકે હિન્દી કારીગીરીનો, બેંગલોરમાં બનાવેલો, અને મધ્યમાં કમળપુષ્પ વાળો, એક હાર આપવાનો નિશ્ચય થયો. આ ઉનાળામાં હું ઈંગ્લંડ આવવાનો હોવાથી કમિટીએ, તેમના તરફથી આ ભેટ કરવાનું કાર્ય કૃપા કરીને મને સોંપ્યું. હું હિન્દુસ્થાનથી નીકળ્યો તે પહેલાં કમિટીના સેક્રેટરીનો મને નીચેનો પત્ર મળ્યો હતોઃ—

ભાઈશ્રી ગોખલે,

"સર વિલિયમ વેડર્બર્ન બૉમ્બે રીસેપ્શન કમિટી, ડીસેમ્બર ૧૯૧૦" તરફથી, સર વિલિયમની મુંબઇની ગઇ મુલાકાતના, અને મુંબઇ શહેર અને ઇલાકામાં તેમને માટે જે માન, પ્રશંસા, અને પ્રેમ છે તેના, અને હિન્દને અર્પણ કરેલાં એમના સમસ્ત જીવન દરમ્યાન એમણે હિન્દની જે મહાન અને અમૂલ્ય સેવા બજાવી છે તેનાં સ્મરણચિન્હ તરીકે, લેડી વેડર્બર્નને એક હીરાનો હાર ભેટ કરવાનો સર્વાનુમતે ઠરાવ કરવામાં આવ્યો છે. આપ યુરોપ જવા નીકળનાર છો અને થોડો સમય લંડનમાં પણ ગાળવા ધારો છો, તો અમારી કમિટી તરફથી લેડી વેડર્બર્નને એ હાર ભેટ કરવાનું માન્ય રાખવાની કૃપા કરશો એવી આ કમિટીની વિનંતિ છે.

કમિટીની આ ઇચ્છાનુસાર આ હાર લેડી વેડર્બર્નને ભેટ કરવાનું સુભાગ્ય મને હવે પ્રાપ્ત થયું છે. હિન્દના અસંખ્ય લોકોનાં પ્રેમ, આભાર, અને ભક્તિનાં પાત્ર સર અને લેડી વેડર્બર્ન ઘણું જીવો !

સંન્નારીઓ અને ગૃહસ્થો, મેં આરંભમાંજ તમને જણાવ્યું હતું તેમ ૧૯૧૦ માં હિન્દી રાષ્ટ્રીય સભાના આગેવાનો કેટલાંક ખાસ કારણોસર સર વિલિયમ વેડર્બર્નને પ્રમુખ તરીકે બોલાવવાને ઘણા આતુર હતા. મારે તમને એ કારણો ટુંકાણમાં સમજાવવાં જોઇએ એમ હું ધારૂં છું. ૧૯૧૦ નાં વર્ષમાં હિન્દના ઇતિહાસનું એક પ્રકરણ ચોક્કસ રીતે બંધ પડયું, અને એક વધારે ઉજળા પ્રકરણનો આરંભ થયો. ૧૯૦૮ના અંતમાં જે દૂર લક્ષી સુધારાની યોજના પ્રકટ કરવામાં આવી હતી, તે ૧૯૦૯ માં અમલમાં મુકવામાં આવી, અને ૧૯૧૦ના આરંભમાં નવી ધારાસભાની પ્રથમ ચુંટણી થઇ. એ એક અગત્યનો પ્રસંગ હતો અને,—સરકારી અને બીન–સરકારી સભ્યો, હિન્દુ અને મુસલમાન, તથા પ્રાગતિકો ( Progressive Party ) ના જુદા જુદા વિભાગે એમ આખી પ્રજાના સર્વ વર્ગોએ, નવી યોજનાને સફળ કરવાને એકસંપથી પ્રયત્ન કરવાની ઘણીજ જરૂર હતી. જૂના મતભેદો બાજુએ મુકવા જોઈતા હતા; અને જે નવીન યુગનો આરંભ થવાનો હતો તેમાં દેશ સફળતાથી પ્રવેશ કરી શકે તેટલા માટે જુના કલહો વિસારે પાડવા જોઇતા હતા. નવી યોજના દાખલ કરવામાં આવી તે પહેલાં કેટલોક સમય થયા પ્રજા અને અધિકારીઓ વચ્ચેનો વિરોધ ધીમે ધીમે વધતો ગયો હતો, અને એજ વિરોધને લીધે નવા સૈકાનાંજ આરંભનાં વર્ષોમાં સખ્ત કડવાશ ઉત્પન્ન થવા પામી હતી. ઘણા લાંબા સમયથી પરસ્પર હળીમળીને વસનારા હિન્દુ મુસલમાનોમાં પણ, નવા હક્કોમાં મુસલમાન પ્રજાને કેટલો ભાગ મળવો જોઇએ તે બાબત એકાએક પડેલા સખ્ત મતભેદથી બહુ મ્હોટો ભેદ પડી ગયો હતો. અને ૧૯૦૭ ની સુરતની રાષ્ટ્રીય સભા વખતે બનેલા બનાવોને લીધે, દેશના રાષ્ટ્રીય સભાના આગેવાનોનાં દિલમાં ઉંડી ફાટ પડી હતી. અને તેની સાથેજ વિભેદમાંથી અચૂક નીપજનારાં ભયંકર પરિણામો પણ પેદા

થયાં હતાં. આ સર્વ ભેદોને લીધે સુધારાની યોજનાનાં કાર્યમાં અનેક વિઘ્નો નડ્યા વિના રહેત નહિ; અને આ કારણને લીધે આ બાબતમાં પડી ગયેલા ભિન્નભિન્ન પક્ષોને સર્વ તરફથી સમજાવી મતભેદ શમાવવાની આગ્રહપૂર્વક દલીલ કરવાની ૧૯૧૦ માં અતિશય જરૂર હતી. અને રાષ્ટ્રીય સભાના આગેવાનોને એમ પણ લાગ્યું કે તેમના તરફથી સર વિલિયમ વેડર્બર્ન સિવાય, બીજો કોઈ પણ જણ એ દલીલ, વધારે વજનથી અને વધારે અસરકારક રીતે કરી શકે એમ ન હોતું. એટલે એક મહાન્ વિષ્ટિકાર તરીકે તે વર્ષે સર વિલિયમને હિન્દુસ્થાન આવવાનું આમંત્રણ કરવામાં આવ્યું હતું. એઓ તે પ્રસંગની જરૂરીઆતો કેટલી સંપૂર્ણ રીતે સમજ્યા હતા, અને સમાધાન કરાવવાનાં કાર્યમાં એમણે પોતાનું સમગ્ર ચિત્ત કેવી રીતે પરોવ્યું હતું તે રાષ્ટ્રીય સભાના પ્રમુખ સ્થાનેથી કરેલાં એમનાં ભાષણે જણાવી આપ્યું હતું, એ ભાષણનો વાદી સૂર ત્રિગુણ સમાધાનનો હતો—અધિકારીઓ અને લોકો વચ્ચે સમાધાન; હિન્દુ અને મુસલમાન વચ્ચે સમાધાન; અને રાષ્ટ્રીય સભા પક્ષવાળા અને રાષ્ટ્રીય સભામાંથી ખસી જનારાઓ વચ્ચે સમાધાન. એક અનુભવ વૃદ્ધ અમલદારની અને હિન્દી અભિલાષોના એક નિષ્ટ પોષકની સત્તાથી એમણે અધિકારીઓ અને બિન અધિકારીઓને, તેમના જુના મતભેદોને બને તેટલા બાજુએ મુકી નવી સુધારાની યોજના નીચે પરસ્પર ગુણગ્રાહી થઈ સહકાર્યના ભાવથી પોતાની ફરજો બજાવવાનો આગ્રહ કર્યો. હિન્દુ અને મુસલમાન વચ્ચે જરા પણ ભેદભાવ ન ગણતાં સમસ્ત હિન્દના લાભને માટે મથન કરનાર તરીકે તેમણે બન્ને ધર્મના લોકોને તેમનું વિપુલ સામાન્ય હિત વિચારવાનો અને તેમની એક માતૃભૂમિ પ્રતિ પવિત્ર સેવા અદા કરવા માટે ભેગા થવાનો આગ્રહ કર્યો. પરંતુ છેલ્લાં પચીસ વર્ષ થયાં વિલાયતમાં, હિંદી રાષ્ટ્રીય સભાના સર્વ માન્ય નેતા તરીકે એઓએ, કૉંગ્રેસ તજી ગયેલાઓને કૉંગ્રેસમાં પાછા ભળવાનો આગ્રહ કર્યો, તથા કૉંગ્રેસવાળાઓને તેમને પાછા આવવા માટેનો માર્ગ, કૉંગ્રેસના મૂળ સિદ્ધાન્તોને બાધ આવવા દીધા સિવાય, સરળ કરી આપવાનો આગ્રહ કર્યો. અને ચારે દિશામાં એમના શબ્દોને ઉલ્લાસ અને દિલસોજીથી વધાવી લેવામાં આવ્યા. જ્યાં જ્યાં એઓ ગયા

ત્યાં ત્યાં અધિકારીઓએ તેમના પ્રતિ પોતાનું માન પ્રદર્શિત કરવાનો પ્રસંગ સાધ્યો હતો, અને નામદાર વાઇસરૉયે પણ સર વિલિયમે કરેલા કાર્ય માટે સંતોષ દર્શાવ્યો હતો. આંગ્લ-હિન્દી વર્તમાનપત્રોએ પણ એમનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતા, નામદાર આગાખાન પણ મુસ્લીમ લીગના પચાસેક અગ્રગણ્ય સભ્યો સાથે નાગપુરમાં મુસ્લીમ લીગની બેઠક મળી હતી ત્યાંથી અલ્લાહાબાદમાં રાષ્ટ્રીય સભા મળી હતી ત્યાં ખાસ સર વિલિયમનાં પ્રમુખપદ નીચે, હિન્દુ અને મુસલાન વચ્ચેના સંબન્ધ વિષે વિચાર કરવા મળેલી એક ખાસ પરિષદ્‌માં ભાગ લેવા ગયા હતા. જેઓ રાષ્ટ્રીય સભામાંથી ખસી ગયા હતા તેઓના તરફથી પણ દેશના જુદા જુદા ભાગોમાંથી, પ્રાગતિકોના બન્ને વિભાગોમાં પાછું ઐક્ય શી રીતે થાય તે સુચવનારા પત્રો તથા તારો એમના ઉપર આવ્યા હતાં; અને તેમાં તેઓએ ઘણીજ સ્પષ્ટતાથી જણાવ્યું હતું કે રાષ્ટ્રીય સભાવાળાઓ સાથે તેમને ગમે તે મતભેદ હોય છતાં સર વિલિયમ વેડર્બર્ન માટે તો તેમને અતિશય સ્નેહ, ભક્તિ, અને આભાર સિવાય બીજી લાગણી છેજ નહિ. આ પ્રમાણે અમારા દેશની સ્થિતિના એક અણીના પ્રસંગે, એક વિષ્ટિકાર તરીકે અમે ૧૯૧૦ માં સર વિલિયમને બોલાવવાને આતુરતા દર્શાવી હતી. પરંતુ બીજાં પણ એક કારણસર એમને માટે અમે આતુર હતા. ૧૯૦૮ ની સુધારાની યોજનાએ અમારા ઇતિહાસમાં એક નવું પ્રકરણ ખોલ્યું છે એમ હું અગાઉ કહી ગયોછું; જો કે એ યોજના સાથે, બે અંગ્રેજ રાજ્યતંત્રીઓ લૉર્ડ મોર્લી અને લૉર્ડ મિન્ટોનાં નામો ખાસ કરીને જોડાયલાં રહેશે, તોપણ, ખરૂં જોતાં, કૉંગ્રેસે હિન્દ અને ઈંગ્લંડમાં, પચીસ વર્ષ સુધી જે પાયો નાંખવાનું કાર્ય કર્યું છે તેને લીધેજ એ સુધારાનું ચણતર ઉભું થવા પામ્યું છે. ઈંગ્લંડમાંનું કાર્ય, જે કેટલીક રીતે હિન્દમાંનાં કાર્ય કરતાં વધારે અગત્યનું હતું, તે ખરૂં જોતાં બે એકનિષ્ઠ અને ઉદાત્ત અંગ્રેજ આત્માઓનું કાર્યજ હતું—એક મિ. હ્યૂમ જેઓ દુર્ભાગ્યે અત્યારેજ ઘણીજ ગંભીર માંદગી ભોગવે છે, અને બીજા સર વિલિયમ વેડર્બર્ન. બેશક, હિન્દના બીજા મિત્રોએ પણ વખતો વખત આ કાર્યમાં

થોડે ઘણુ અંશે સહાય કરી છે, પરંતુ ખરેખરો ભાર તો આ બે વ્યક્તિઓએજ ઉપાડયો છે; અને સર વિલિયમની, એકચિત્ત ભક્તિ, અનવરત ઉદ્યમ, અપ્રતિમ કૌશલ્ય, અને અપરિમિત ધૈર્ય સિવાય આ કાર્ય આટલાં બધાં વર્ષો સુધી ચાલુ રાખી શકાયું ન હોત, તેમ આટલું બધું ફળદાયી પણ ન નીવડત, એમ કહેવામાં લવલેશ અત્યુક્તિ નથી.

અમલદાર તરીકે હિન્દ સાથે પચીશ વર્ષ સંબંધ રાખ્યા પછી, સર વિલિયમે અમારે માટે આ કાર્ય સ્વેચ્છાએ ઉપાડી લીધું, અને હવે હિન્દની સેવામાં બીજાં પચીશ વર્ષ પૂરાં કર્યાં છે, એ જોઇ બહુ આનંદ થાય છે. જેઓ એમને ઓળખે છે તેમને કહેવાની જરૂર નથી કે, હિન્દ અને ઇંગ્લંડ બન્નેના લાભોને માટે શું જરૂરનું છે તે વિષેનાં તીવ્ર ભાનને લીધેજ આ કાર્ય કરવા માટે તેઓ પ્રેરાયા હતા. સ્વભાવે, સર વિલિયમ ઈંગ્લંડના જનપદવાસી સજ્જનના નમૂના છે. એમને શાંત જીવન પ્રિયછે, પોતાના બગીચામાં કામ કરવા પ્રતિ બહુ ભાવ છે, અને મુસાફરીનો તેમને શોખ છે. હિન્દી સનંદી નોકરીમાંથી મુકત થયા પછી એમના આ વ્યાસંગોમાંજ એઓ ખુશીથી મચ્યા રહી શકત અને તે ઉપરાંત પ્રમાણમાં વધારે સુખથી પાર્લામેન્ટમાં વિરાજવાનો વૈભવ ભોગવી શકત—કેટલાંક વર્ષ થયાં એઓ પાર્લામેન્ટના સભ્ય તો હતાજ અને ઇચ્છા હોય ત્યાં સુધી તેઓ સભ્ય તરીકે ચાલુ રહી શકત. પરંતુ એમને લાગ્યું કે હિન્દને એમની જરૂર છે, એટલે એમણે, પોતાનો કાળ, પોતાની કાર્યશક્તિ, અને પોતાનાં સૌ સાધન નિઃસંકોચ હિન્દને ચરણે ધરવાનો નિશ્ચય કીધો. સન્નારીઓ અને સદ્દગૃહસ્થો, હિન્દને માટે વખતો વખત, જબરો પુકાર ઉઠાવનારા અંગ્રેજો આ દેશમાં અગાઉ નથી થઇ ગયા એમ નથી. એડમંડ બર્કથી માંડીને ચાર્લ્સ બ્રૅડલો સુધી મહા પુરુષોની પરંપરાએ પાર્લામેન્ટમાં હિન્દને માટે લડત ચલાવી છે. અને હિન્દ હમેશાં તેમનાં નામ સ્તુતિ અને કૃતજ્ઞતા સાથે સ્મરણમાં રાખશે. પરંતુ જીવનનો તેમનો વ્યવસાય એકલો હિન્દ જ, અથવા મુખ્યત્વે કરીને હિન્દ જ નહિ કહી શકાય. તેમની પ્રબળ ન્યાયવૃત્તિને લીધે તેઓ વખતો વખત હિન્દને

ન્યાય અપાવવા માટે પુકાર ઉઠાવતા. પરંતુ **સર વિલિયમનો** તો એકલો **અને એક** વ્યવસાય હિન્દ જ હતો. અને હિન્દ માટે ગયા **પચીસ** વર્ષ **એમણે** જે જેહમત ઉઠાવી છે તેની બરાબરી કરી શકે એવો દાખલો **આંગ્લ**-હિન્દી ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે. હું ધારૂં છું કે હિન્દને માટે કાર્ય કરવામાં હમણાં હમણાં આ દેશમાં (ઈંગ્લંડમાં) વધારે સરળતા થઇ છે, પરંતુ હમેશાં એવી સ્થિતિ ન હતી. એક સુવિખ્યાત અંગ્રેજ ગૃહસ્થ પેલે દહાડે મને કહેતા હતા કે લોકોનો ઉત્સાહ તમારા તરફ વળેલો હોય તો કોઇ પણ કાર્ય માટે મથવામાં બહુ મુશ્કેલી નડતી નથી, લોકમત વિરુદ્ધ હોય તો પણ મુશ્કેલી નડે નહિ. પરંતુ, અભાવ, અજ્ઞાન, અને તિરસ્કારમાં રહી કાર્ય કરવું એ તો અતિ વિકટ કામ છે. અને **સર** વિલિયમે ઘણું કાય આવિ સ્થિતિમાંજ કર્યું હતું. એક **અંગ્રેજ** ગૃહસ્થ, જેઓ હિન્દમાં એક મોટા હોદ્દા ઉપર હમણાંજ જનારા છે, તેમણે મને કાલેજ જણાવ્યું હતું કે **આમની સભામાં** એમની બાજુએ હું બેસતો ત્યારે, હિન્દની સેવા બજાવવામાં એમને સહેવા પડતા સતત આઘાતોને લીધે એમનું આખું હૈયું દુખાતું જોઇને મારૂં હૈયું એમના તરફ ઉભરાઈ જતું. તો જ્યારે નવો ક્રમ શરૂ થયો, અને વધારે ઉજળું પ્રભાત ઉગ્યું ત્યારે જેમણે અમારે માટે આટલી ભારે મહેનત ઉઠાવી હતી, અને અમારે માટે આટલું બધું સહન કર્યું હતું, તેઓ જ હિન્દ જઇ, ધીરજ અને ભક્તિભાવથી ઉઠાવેલી પોતાની મહેનતનું ફળ જાતે જુએ, એને માટે અમે આતુર હોઇએ એમાં કાંઇ નવાઇ છે? નવી સુધારાની યોજનાએ કાંઈ એટલું બધું વર્ષી નાંખ્યુ નથી એ ખરૂં, સ્વરાજ્ય ભોગવવાના લક્ષ્યથી તો અમે હજી ઘણા દૂર છીએ એ વાત સાચી છે. પરંતુ પ્રગતિની દિશામાં એ એક અગત્યનું પગલું ગણાય, એ યોજનામાં સૌથી અગત્યનું તત્ત્વ એ છે કે એથી ધારાસભાના સભ્યોને રાજ્યતંત્રના સંબન્ધમાં ચર્ચા ઉઠાવવાનો અધિકાર આપવામાં આવ્યો છે.

અત્યારે હિન્દનું રાજ્યતંત્ર, અમલદાર વર્ગ, અલબત સારી દાનતથી પરંતુ અંધારામાં, અને લોકોને પૂછ્યાગાછ્યા વિના ચલાવે છે. પરંતુ જો નવી યોજનાથી મળેલા અધિકારનો અમે ડહાપણ ભર્યો અને સતત

ઉપયોગ કરીશું તો આ રાજ્યતંત્રને બદલે, ધીમે ધીમે, એવું રાજ્યતંત્ર અમે મેળવી શકીશું, કે જેની ઉપર લોકનિયુક્ત જવાબદાર સભ્યો અમલદારોની સામે રહી ટીકા કરી શકશે, અને તે ટીકાને અનુસરીને તે ચલાવવામાં આવશે. અને મને તો આ, પ્રગતિ પ્રતિ એક મહત્ત્વનું પગલું લાગે છે. હું ધારૂં છું કે, આ દેશના (ઈંગ્લંડના) લોકોને કે પાર્લામેન્ટને તસ્દી આપ્યા સિવાય અમે અમારી સર્વે ન્હાની ન્હાની ફરીઆદો સરકારનાં ધ્યાન ઉપર અસરકારક રીતે લાવી શકીએ એવી જાતનું તંત્ર હવે હિન્દમાં ઉત્પન્ન થયું છે. રાજ્યનીતિના કે સિદ્ધાન્તોના મહા પ્રશ્નોના નિર્ણય માટે તો અમારે હજી આ દેશ પરજ આધાર રાખવાનો છે; પણ સર વિલિયમ વેડર્બર્ન અને તેમના સહકારીઓના પરિશ્રમનું પરિણામ એ આવ્યું છે કે અમારી ન્હાની ગરજો પૂરી પાડી શકે એવું અને અમારૂં ભાવી ઘડવામાં અમને સારો પ્રયત્ન કરવાની વધુ શક્તિ આપે એવું પ્રગતિનું સાધન અમને હાથ લાગ્યું છે. આ કારણથી, સર વિલિયમે અમારૂં નિમન્ત્રણ અચૂક સ્વીકાર્યું ત્યારે અમને આનંદ થયો હતો. એઓ હિંદુસ્થાન આવ્યા ત્યારે અમને હર્ષ થયો હતો, અને ઉમંગે આદરેલું પોતાનું કાર્ય, આટલી અવસ્થાએ અને આવી દુબળી હાલતમાં, તબીઅત ઝાઝી બગાડ્યા વિના, આટોપી લઇ એઓ સ્વદેશ જઇ શક્યા તે જોઇ અમને વિશેષ હર્ષ થયો હતો. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, હવે મારે સર ચાર્લ્સ અને લેડી સ્વાને આ સમારંભની વ્યવસ્થા કરવાનો જે ભારે શ્રમ ઉઠાવ્યો છે તે માટે તેમનો, અને આજ સાંજે આપ સૌ હાજર રહ્યાં છો તે માટે આપ સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનવાનું જ કાર્ય રહે છે.

## લૉર્ડ નૉર્થબ્રુક અને 'હોમ ચાર્જીસ.'

[ વિલાયત ખાતેનો ખર્ચ (હોમ ચાર્જીસ) ઓછા કરવાનો પ્રયાસ કરવા માટે **લૉર્ડ નૉર્થ**બ્રુકનો આભાર માનવાનો તથા એ બાબત છેવટનો નિકાલ લાવવા માટે એક કમિટી નીમવાની આમની સભાને અરજ કરવાનો ઠરાવ સન ૧૮૯૩ માં લાહોરમાં મળેલી કૉન્ગ્રેસ સમક્ષ રજુ કરતાં રા. **ગોપાળ કૃષ્ણ ગોખલે**એ કરેલું ભાષણ. ]

પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, મારે જે ઠરાવ રજુ કરવાનો છે તે આ પ્રમાણે છેઃ—

'આ કૉંગ્રેસ વિલાયત ખાતેના ખર્ચનો ભાર ઓછો કરાવવા માટે **લૉર્ડ નૉર્થ**બ્રુકે કરેલી જોસદાર વકીલાત માટે તેમનો ખરા દિલથી આભાર માને છે, અને માન સાથે આમની સભાને વિનવે છે કે તેણે એ પ્રશ્નનો ન્યાયપુરઃસર નીવેડો લાવવા માટે સત્વર પોતાના સભાસદોની એક કમિટી નીમવી.'

આ વિષય સંબંધે ગયા મે મહિનામાં ઉમરાવોની સભામાં **લૉર્ડ નૉર્થ**બ્રુકે રજુ કરેલા એક ઠરાવ ઉપર બહુ અગત્યનો વાદવિવાદ થયો હતો, અને બંને પક્ષોમાંના જવાબદાર રાજ્યદ્વારીઓ તરફથી ચર્ચા દરમ્યાન ગંભીર આક્ષેપો રજુ કરવામાં આવ્યા હતા, તે તમોને સૌને ખબર હશે. આ આક્ષેપો એવા હતા કે, જો ઈંગ્લંડની સરકારને કોઈવાર ન્યાય મંદિરમાં ખડી કરવામાં આવે તો તેની સામે એક આખું આરોપપત્ર ઘડી કાઢવા માટે એ ચર્ચા દરમ્યાન થયેલી *કબુલાતનોજ આધાર મને બસ થાય. એ ચર્ચા દરમ્યાન કબુલ કરવામાં આવ્યું હતું કે વર્ષોવર્ષ હિન્દી પ્રધાન તથા વાઇસરૉય તરફથી વાંધા લેવામાં આવ્યા છતાં, ઇંગ્લંડે વાજબી રીતે જે ખર્ચ આપવું જોઇએ તેનો ભાર હિંદી તીજોરી ઉપર નાંખવામાં આવે છે. **લૉર્ડ** કિમ્બર્લીએ કબુલ કર્યું હતું કે આનુ કારણ માત્ર ઈંડિયા ઑફિસનું, વડી તીજોરી અને વૉર ઑફિસના એકત્ર બળ

---

* આ શબ્દ એના મૂળ અર્થમાં વાપરવામાં આવ્યો છે, એટલે ગુન્હાનો સ્વીકાર—admission.

આગળ કશું ચાલતું નથી એ છે. ડયૂક ઑફ્ આર્ગાઇલે બીજી એક અગત્યની હકીકત પ્રગટ કરી હતી. તેમણે, ધીમા સૂરથી કહ્યું હતું—કારણ કદાચ એવું હોય કે આ સૂર બીજા ન સાંભળે—કે બ્રિટિશ પ્રજાએ આ બાબતમાં ઢીલા રહેવું જોઇતું નથી, અને આ બાબત મોટી ફરિયાદ છે એવી વાત હિંદ પહોંચી જાય તે પહેલાં એ ફરિયાદની દાદ મળી જવી જોઇએ. પણ ડયૂક ઑફ્ આર્ગાઇલને ખબર હોય એમ લાગતું નથી કે આજ રાષ્ટ્રીય સભાને સ્થાનેથી લાંબો વખત અગાઉ મિ. પાવર, મિ. નવરોજી ફરદુનજી અને બીજા ગૃહસ્થોએ આ ગેરવ્યાજબી બોજા વિરુદ્ધ જોસદાર ફરિયાદ ઉઠાવી હતી. વિલાયત ખાતેના ખર્ચના, ખાસ કરીને ગયા ત્રીશ વર્ષના, આંકડા જોશો તો તમોને જણાશે કે તે ૭૦ લાખ પૌંડથી વધીને ૧ કરોડ ૬૦ લાખ પૌંડ સુધી ગયા છે. જો તેના રૂપીઆ ગણીએ તો તે ૭ કરોડથી વધીને ૨૦ થી તે ૨૬ કરોડ સુધી ગયા છે. સાથે સાથે એટલું કહી દેવું વાજબી છે કે આ વધારાનો મોટો ભાગ એવો છે કે તે બાબત આપણે આમની સભા પાસેથી કાંઇ પણ દાદ માગી શકીએ નહિ, કારણ હિંદની સરકારે ઈંગ્લંડમાં કર્જ કીધું છે, અને તે ઉપર વ્યાજ આપવું જ જોઇએ. આપણે ખાસ બે બાબતમાંથી મોકળા થવાની દાદ માગવાની છેઃ એક ઈંડિયા ઑફિસને અંગે થતો ખર્ચ, અને બીજી, ઈંગ્લંડમાં રહે હિંદી લશ્કરને અંગે થતો ખર્ચ. ઈંડિયા ઑફિસને અંગે થતા ખર્ચ વિષે હું બોલીશ નહિ, કારણ કે જો કે તે ઑફિસમાંથી કેટલાક આબરૂદાર પરંતુ નિરુપયોગી અને વિઘ્નસંતોષી બુઢ્ઢાઓને મોકળે હાથે પગાર આપવામાં આવે છે, છતાં બીજી બાબતોના મુકાબલે એ એક ન્હાનકડી બાબત છે. અને હાલ તુરત તેને પડતી મૂકવાને હરકત નથી. ઈંગ્લંડને આપવા પડતા લશ્કરી ખર્ચ સંબંધે ગયા ત્રીશ વર્ષના આંકડા તમે જોશો તો જણાશે કે તે ખર્ચ ૨૦ લાખ પૌંડથી વધી ૫૦ લાખ પૌંડથીએ વધારે થઇ ગયો છે, અથવા બે કરોડ રૂપીઆ ને બદલે ૮ કરોડ જેટલો થયો છે. નવું લશ્કર ઉભું કરવાના ખર્ચનો આંકડો પણ ભારે છે. વૉર ઑફિસને માણસ દીઠ ૧૯ પૌંડનો ખર્ચ થાય છે, પણ હિંદુસ્થાન પાસેથી ૧૦૫ પૌંડ લેવામાં આવે છે. સર ચાર્લ્સ ડિલ્ક જેવા અસાધારણ વજનવાળા

પુરુષે કહ્યું છે કે જો હિન્દની સરકારને આ બાબતમાં પોતાનું ધાર્યું કરવા દેવામાં આવે, અને નવા માણસો શોધી લેવાનો અધિકાર આપવામાં આવે તો, લગભગ પોણા કરોડ રૂપીઆ જેટલી રકમ બચી રહે. લશ્કરી સરસામાનના ખર્ચમાં પણ ફેરફાર થયાં કરે છે. ૫૦ લાખ રૂપીઆની નીચે તો એ ખર્ચનો આંકડો કદી ગયો નથીજ, અને ગયે વર્ષે તો એક કરોડ હતો. બહુ જ નામોશીની વાત છે કે **વૉર ઑફિસ** પોતે પૂરા પાડેલા સામાનની ભારે કીંમત લે છે એટલું જ નહિ પણ કંત્રાટમાંથી નફો ખાવાને મથે છે. હિંદી લશ્કર લાવવા લઇ જવાના ખર્ચ તરફ જોઇશું તો જણાશે કે હિંદમાં લશ્કર લાવવા માટે, અને તેને પાછું લઇ જવા માટે હિંદના ખર્ચે અમુક વહાણો બાંધવામાં આવે છે, તેનું ખર્ચ પણ બહુ ભારે છે. હવે મારૂં કહેવું એવું છે કે આ મ્હોટાં વહાણોને બદલે સામાન્ય આગબોટોમાં બીજા ઉતારૂઓની માફક બ્રિટિશ લશ્કરને લાવવા લઇ જવામાં આવતું હોય તો શી હરકત છે! કારણ આ મ્હોટાં વહાણો વર્ષમાં પાંચ મહિના તો પડી રહે છે, અને તેની પાછળ ઘણો મોટો અને વગર લેવેદેવેનો ખર્ચ કરવો પડે છે. હજી એક બાબત રહે છેઃ તે એ કે **વૉર ઑફિસ** લશ્કરને લગભગ ત્રણ સાડાં ત્રણ લાખ જેટલું પેન્શન આપે છે. ગયે વર્ષે **લૉર્ડ નૉર્થબ્રુકે** તેના વિરુદ્ધ જોસદાર પોકાર ઉઠાવ્યો હતો, અને જણાવ્યું હતું કે ગયા વીશ વર્ષ દરમ્યાન ઈંગ્લંડ પોતાના હક ઉપરાંત ૪૦ લાખ જેટલા વધારે ખાઇ ગયું હતું. આ સિવાય બીજી બાબતો પણ અહીં કહેવા જેવી છે, પણ હું એટલુંજ કહીશ કે આ વિષયનો જે કોઇ ઉંડો અભ્યાસ કરશે તે એવા નિર્ણય ઉપર આવશે કે આ ખર્ચ જો ઈંગ્લંડ અને હિંદુસ્થાન વચ્ચે વધારે વાજબી અને ન્યાય્ય રીતે વહેંચી લેવામાં આવતો હોય તો લગભગ ૧૦ લાખ પૌંડ અથવા ૧॥ કરોડ જેટલા રૂપીઆ હિંદી તીજોરીમાંથી જતા અટકે. હિંદ અને ઈંગ્લંડ વચ્ચે આ ખર્ચ જે રીતે વહેંચી લેવામાં આવે છે તે રીત એવી છે કે ગોલ્ડ-સ્મીથના "વિકર ઑફ વેક્ફીલ્ડ"માંના વામનજી અને રાક્ષસની વાત મને વારેવારે યાદ આવ્યા વિના રહેતી નથી. ઘણે પ્રસંગે ઈંગ્લંડને હિંદ પાસેથી લશ્કર મંગાવવું પડયું છે, અને ઘણે પ્રસંગે હિંદને ઈંગ્લંડ પાસેથી લશ્કર

મંગાવવું પડયું છે. પણ જ્યારે જ્યારે ઈંગ્લંડે લશ્કર મંગાવ્યું છે ત્યારે તે તેનો ખર્ચ આપવાનું ભૂલી ગયું છે, ત્યારે હિંદે જ્યારે જ્યારે મંગાવ્યું છે ત્યારે ત્યારે તેને સઘળો સાધારણ અને અસાધારણ ખર્ચ ભરી આપવો પડ્યો છે, એટલું જ નહિ પણ કોઈ કોઇ વાર તો સીપાઈઓ ઉભા કરવાનો ખર્ચ પણ હિંદ પાસેથી કઢાવવામાં આવ્યો છે. આ સઘળી બાબતો સંબંધે ફરિયાદ ઉઠાવવામાં આપણે લવલેશ ખોટું કરતા નથી, અને **લૉર્ડ નૉર્થબ્રુકે** આપણી જે પ્રૌઢ સેવા બજાવી છે તે માટે તેમને આપણા ઘણા ઘણા ઉપકાર ઘટે છે. આ ઠરાવના પ્રથમ ભાગમાં હિંદુસ્થાનના વાજબી હક્કો માટે જોસદાર વકીલાત કરવા માટે **લૉર્ડ નૉર્થબ્રુકનો** આભાર માનવામાં આવે છે, અને બીજા ભાગમાં **આમની** સભાને વિનવવામાં આવે છે કે **તેમણ** આપણને ધ્યાનપૂર્વક સાંભળી આખરે ખર્ચ વાજબી રીતે ફાળે પડે તેવી રીતે આખા પ્રશ્નનો વિચાર ચલાવવા માટે એક કમિટી નીમવી. આટલું કહી આ ઠરાવ આપ દરેકની અનુમતિ માટે આપની સમક્ષ હું રજુ કરું છું.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૯ | કેટલી | કેટલીક |
| ૯ | ૧૨ | નિષ્ટાથી | નિષ્ઠાથી |
| ૯ | ૧૩ | બબર | ખબર |
| ૧૩ | ૧૦ | એ | એક |
| ૧૬ | ૨૯ | ઝુંડે | ઝુંડો |
| ૬૪ | ૨૯ | નશિયતે | નશિયતો |
| ૭૨ | ૨ | કમેટીએ | કમિટીએ |

આ પુસ્તક ચિંતામન સખારામ દેવલેએ સૅન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલા
"મુંબઈ વૈભવ પ્રેસ" માં છાપ્યું;
અને
ઑલ ઇંડીયા હોમ રૂલ લીગની મુંબઈની શાખાના મંત્રી
શંકરલાલ ઘેલાભાઇ બેંકરે, ૨૫૧, હોર્નબી રોડ,
કોટ, મુંબઇમાં, પ્રકટ કર્યું.